સરસ્વતી ગ્રન્થમાળા  વર્ષ ૨ : પુ૦ ૧–૨–૩

# વીરની હાકલ

સંગ્રાહક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી

પ્રસ્તાવના–લેખક
મહાદેવ હરિભાઈ દેશાઈ

પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

બાર આના

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ



આવૃત્તિ ૧ લી
નકલ દશ હજાર
*
સં. ૧૯૮૬

કિંમત

| | |
|---|---|
| વાર્ષિક ફાળો | છૂટક |
| ૦-૮-૦ | ૦-૧૨-૦ |

મુદ્રક
ભોગીલાલ રણછોડદાસ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોર નાકા: અમદાવાદ

# પ્રસ્તાવના

વીરની હાકલને પ્રસ્તાવનાની જરૂર હોય? વીરની હાકલના ધ્વનિ એકવાર વાતાવરણમાં ફેલાયા કે પછી તેનું ગુંજન બંધ થતું જ નથી. એવો કયો ગુજરાતી હશે કે જે સરદારની વાણી સાંભળીને તેમાંના કોક નહિ તો કોક ઉદ્‌ગારને યાદ કરતો ન હોય, સંઘરી રહ્યો ન હોય. એ હાકલના શબ્દેશબ્દમાં જે જોમ ભર્યું છે, જે આગ ઝરે છે તેનાથી કયું હૃદય સ્પર્શ થયા વિના રહ્યું હોય?

પોલિસની ચોકીમાં બેસીને આ પ્રસ્તાવના લખી આપવાનું વાજબી છે કે નહિ તે હું જાણતો નથી. પણ ભાઈ રણછોડજી મીસ્ત્રી કોઇને જેલમાં કે જહાનમમાં પણ છોડે એવા નથી એટલે આટલું લખી દઉં છું.

મને કોઇ પૂછે કે તમને આજે વીર વલ્લભભાઇનો કયો ઉદ્‌ગાર યાદ આવે છે તો હું તુરત કહું કે તે આ વાક્ય છે: "આ રાજ્યમાંથી ન્યાય મ્હોં સંતાડીને ભાગી ગયો છે." એટલા વાક્યનો મર્મ સૌ સમજે અને તે પ્રમાણે વર્ત્તે તો બહુ કરવાનું બાકી નથી રહેતું.

ગુજરાતમાં એક પણ ઘર આ પુસ્તક વિના ન હોવું જોઇએ, એક પણ પુરુષ કે સ્ત્રી આ પુસ્તક વાંચવાની તક ન ગુમાવે.

કાચી જેલ
૨૪–૪–૩૦

મહાદેવ હરિભાઈ દેશાઈ

# નિવેદન

**મા**ળાની શરૂઆત કોઈ મંગળ ચોઘડિયે થઇ છે. પહેલું વર્ષ 'વીર વલ્લભભાઇ' થી શરૂ થયું હતું અને આ બીજું વર્ષ સરદાર વલ્લભભાઇનાં ભાષણોથી—'વીરની હાકલ' થી શરૂ થાય છે, એમાં હું ઇશ્વરની કૃપા માનું છું.

સરદારશ્રીનાં ભાષણોનો સંગ્રહ કરવા માંડયો ત્યારે બહુબહુ તો ૧૦૦–૧૨૫ પાનાંનો કરવા ધારણા હતી પણ જેમજેમ પસંદગી કરવા માંડી તેમતેમ કયા ભાષણને પસંદગી આપવી અને કયાને છોડી દેવું એ વિકટ કાર્ય થઈ પડયું. દરેક ભાષણમાં કંઈને કંઇ નવીનતા હોય જ. દરેક ભાષણના ફકરે ફકરે બે–ચાર સુંદર વાકયો પણ હોય જ. તે છોડી દેતાં પણ જીવ કેમ ચાલે? આખરે એવો નિર્ણય કર્યો કે બારડોલીની લડતે જે જે નવા પલટા લીધા તે તે પ્રસંગનું એક એક પ્રતિનિધિરૂપ વ્યાખ્યાન લેવું. જેમકે રવિશંકર પકડાયા ત્યારે કે ભેંસોની જપ્તી થવા માંડી ત્યારે, તે સમયનાં બધાં ભાષણો મુખ્યત્વે તે તે વિષય પરનાં હોય અને સ્થળ સમય અને શ્રોતા મુજબ આજુબાજુ બીજી વાતો ગૂંથી હોય. એ પ્રસંગનાં ભાષણોમાં જે સૌથી સારું હોય તે લીધું છે અને તેથી દરેક વ્યાખ્યાનનું મથાળું પણ તે પલટાતી સ્થિતિનું સૂચક જ રાખ્યું છે.

સરદારે બારડોલી સત્યાગ્રહ પછી જેલમાં ગયા ત્યાં સુધીમાં ગુજરાતમાં જે જે વ્યાખ્યાનો આપ્યાં છે તેમાંનાં સારાં સારાં પણ આ સંગ્રહમાં લીધાં છે. પૃષ્ઠસંખ્યા વધી જવાથી ગુજરાત બહાર અપાયેલાં છોડી દેવાં પડયાં છે જે યથાસમયે બીજા ભાગ તરીકે બહાર પાડવા ઉમેદ છે.

સરદારશ્રી પકડાયા તે અગાઉથી આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મુ૦ મહાદેવભાઇએ સ્વીકાર્યું હતું. પણ પછી તો પ્રસંગો એટલા ઝપાટાબંધ પલટાતા ગયા કે તેમને એ કાર્ય માટે અવકાશ જ ન મળ્યો અને આખરે પોલિસ ચોકીમાં પકડવા પડયા. તેવી સ્થિતિમાં પણ આ નાનકડી પણ પ્રેરક પ્રસ્તાવના લખી આપવા બદલ હું તેમનો આભારી છું.

**પ્રકાશક**

# સરદારનો સંદેશો

ગુજરાતનાં ભાઈબહેનોને,

**મારી** ઉમેદ છે કે આ લડતની શરૂઆતમાં મને પ્રથમ જેલયાત્રાનો પ્રસંગ મળ્યો તેને હર્ષથી વધાવી લેશો, અને ગુજરાતની પાસે આ મંગળ પ્રસંગે મહાસભાએ અને ગાંધીજીએ જે ઉમેદ રાખી છે તે પાર પાડશો.

ગુજરાતના કલ્યાણને માટે સાબરમતીને કાંઠે પંદર વર્ષ જે ઉગ્ર તપશ્ચર્યા ગાંધીજીએ કરેલી છે તેનો બદલો આપવાનો પ્રસંગ હવે આવ્યો છે તે ગુજરાત ભૂલી નહિ જાય. સરકારને જરા પણ શાણપણ હશે તો એમના જેવા પવિત્ર પુરુષ ઉપર હાથ નહિ ઉગામે. એઓ જ્યાં સુધી છૂટા છે ત્યાં સુધી એમનો જ હુકમ માનવો એ આપણો ધર્મ છે. એમને પણ પકડવામાં આવે તો ગુજરાતે શું કરવું તે મેં મારા ભરૂચના ભાષણમાં * જણાવી દીધું છે.

આપણી જીત એ અહિંસા ને આત્મભોગ આપવાની આપણી શક્તિ ઉપર જ રહેલી છે. શાંતિથી સરકાર સાથેનો તમામ સંબંધ તોડવાની શક્તિ જેટલી વહેલી મેળવી શકાય તેટલું આપણું કામ વહેલું થવાનું છે.

ઈશ્વર ગુજરાતને એ શક્તિ આપો એવી મારી પ્રાર્થના છે.

**વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ**

* જુઓ પૃ. ૧૮૯

# અનુક્રમણિકા

કોણ કહે છે, વલ્લભભાઈ સાક્ષર નથી? બારડોલીનાં ભાષણોમાં જે જીવતી સરસ્વતી વહે છે, વીર, કરુણ, હાસ્ય ઇત્યાદિ બધા જ રસો જેમાં ઊછળી ઊઠે છે તેવી ભાષા કોઇ ચમરબંદી સાક્ષર લખી કે બોલી તો બતાવે.

કાકા કાલેલકર

# વ્યાખ્યાન ૧ લું

## શ્રી ગણેશાય નમઃ ।

[ બારડોલી તાલુકામાં થયેલા જમીનમહેસૂલના વધારાનો વિરોધ કરવા તથા તે બાબતમાં ઘટતાં પગલાં લેવા વિચાર કરવા તા. ૪-૨-૧૯૨૮ના રોજ બારડોલી સ્વરાજ આશ્રમમાં મળેલી બારડોલી તાલુકાની ખાસ પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

**બારડોલી તાલુકાના ખેડૂત ભાઇઓ,**

આજે આપણે એક ગંભીર પ્રસંગે ભેગા થયા છીએ. આપણે જે નિર્ણય કરીએ એ ખૂબ સંભાળથી અને જવાબદારી સમજીને કરવો જોઇશે. જમીનમહેસૂલનો પ્રશ્ન આ રાજ્યમાં અટપટો છે, સહેલો નથી. જમીનમહેસૂલનો કાયદો અતિશય જુલમી કાયદો છે, ખેડૂતને ચારે તરફથી બાંધી રૂંધી નાંખનારો કાયદો છે. એમાંથી ગમે તે ઉપાયે પણ છટકવું મુશ્કેલ છે. આજે પ્રશ્ન આપણી સામે એ છે કે બારડોલીના ખેડૂતોનું જમીનમહેસૂલ ૨૩ ટકા વધ્યું તે વધારવાનો સરકારને હક છે કે કેમ, એ વધારો વ્યાજબી છે કે કેમ, અને જો વ્યાજબી ન હોય તો ખેડૂતોએ શું કરવું? સરકારનું એવું કહેવું છે કે બધાને જમીનમહેસૂલ આપવું ગમતું નથી એટલે એ વ્યાજબી નથી એવી લોકો બૂમ પાડે છે. રૈયતની ફરિયાદ એવી છે કે સરકારને ગમે તેમ કરીને જમીનમહેસૂલ લેવું છે માટે તે વ્યાજબી છે

એમ કહે છે, અને કેવળ મનસ્વી કારણથી વધારવામાં આવે તો પણ તેનો હરેક પ્રકારે બચાવ કરે છે.

જમીનમહેસૂલનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે તાલુકાનું મહેસૂલ દરેક આકારણી વખતે વધતું આવ્યું છે. ગઇ આકારણી થઇ ત્યારે વધારો થયો હતો અને તે વધારા સામે બૂમરાણ થએલું, પણ તે વેળા કોઇએ દાદ દીધી નહોતી. આજે એક લાખ પાંચ હજારનો વધારાનો વાર્ષિક બોજો કાયમ થયો છે. એના કારણ તરીકે સરકાર આ તાલુકાને આબાદ વર્ણવે છે, મોટાં મોટાં મકાનો બાંધવામાં આવ્યાં છે, લોકોની પાસે ગાડાં અને બળદની જોડો છેઃ એવી દલીલ કરી આબાદી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. અને એ ઉપરાંત જણાવે છે કે જમીનની કિંમત પણ વધી ગઇ છે. આ સ્થિતિ સ્વીકારીએ તો આપણે સરકાર પાસે માગણી કરવી જોઇએ કે જ્યારે લોકો ખુવાર થાય છે ત્યારે તમે શા ઉપાય લો છો? સરકારની જમીનમહેસૂલની પદ્ધતિથી માતર તાલુકો આખોય ભાંગી ગયો છે, એમ સરકાર જ કબૂલ કરે છે. એ તાલુકામાં દેવું દહાડે દહાડે વધતું જવાથી લોકો તાલુકો છોડી બહાર ભાગવા માંડ્યા છે. એ જ તાલુકો એક વાર બહુ આબાદ હતો, અને સરકારના અમલદારો જ આજે કહે છે કે જમીન મહેસૂલથી એ તારાજ થયો. એ જ સ્થિતિ આજે મહેમદાવાદ અને ધોળકાની છે અને ગુજરાતના ખેડૂતો ઊંઘતા રહેશે તો આખું ગુજરાત એ રીતે દિવસે દિવસે પાયમાલ થવાનું છે.

આજે જે વધારો નાંખવામાં આવ્યો છે એ વ્યાજબી છે કે નહિ એ નિર્ણય કરવામાં મને વાર નથી લાગતી.

કારણ એક જ વાત ઉપર એ વધારો બંધાયેલો છે. સેટલમેન્ટ ઑફિસરે વધારાને માટે ઘણાં કારણો આપ્યાં છે, તેમાં એક મુખ્ય કારણ એ છે કે ગણોતનો દર વધી ગયો છે, માટે મહેસૂલ એ જ પ્રમાણમાં વધવું જોઇએ. ગુજરાતના ઉત્તર વિભાગના હાલના કમિશનરે સને ૧૯૨૪ ની સાલમાં પોતાની જુબાનીમાં જણાવ્યું છે કે જમીનમહેસૂલ ગણોતને આધારે આકારવાની પદ્ધતિ ખોટી છે—ગેર-વ્યાજબી છે. આજે એ જ સરકાર એ જ અન્યાયી ધોરણ સ્વીકારવા માગે છે. સરકારને તો જ્યારે મહેસૂલ વધારવું હોય ત્યારે અનુકૂળ શસ્ત્ર મળી જ રહે છે. આજે બારડોલી તાલુકામાં સાંથથી અપાતી જમીન કુલ દશ ટકા હશે. તો તે દશ ટકાના કારણે બાકીના નેવું ટકા ખાતેદારોને શા સારુ દંડવા જોઇએ? જમીન ગણોતે રાખનારને અનેક કારણો હોય છે. પોતાની જમીન પાસે હોય એથી ખેડૂત વધારે દાણ આપીને બીજી જમીન રાખે છે; સામાની સાથે ચડસાચડસીમાં ઊતરીને પણ વધારે ગણોત આપી જમીન રાખે છે. આ બધી હકીકત સ્માર્ટ સાહેબે પોતે સમજાવેલી અને કહેલું કે ગણોત એકલાને આધારે જમીનમહેસૂલની આકારણી કરવી એ ગેરવ્યાજબી છે. સરકાર કબૂલ કરે છે કે છેવટે એ જ ધોરણે આ વધારો આકારવામાં આવ્યો છે તો એની સામે આપણે વિરોધ જાહેર કરે જ છૂટકો છે. લડાઇ દરમિયાન, અને પછીના સાત આઠ વર્ષના ભાવની ઉપર સરકારે પોતાની ગણતરી કરી છે; જ્યારે રૂના ભાવ ખૂબ ઊછળેલા હતા તે વખતના ભાવનું જ ધોરણ સ્વીકાર્યું છે. અને વધારાની અરજી, મેમોરિ-યલો, પોકારો ઉઠાવ્યા છે છતાં તેના ઉપર કંઇ જ લક્ષ આપવામાં આવ્યું નથી. આમ સરકારનો આખો કેસ

ખોટો છે. સરકારને પૈસાની જરૂર હોય તો સીધા સીધા માગી શા માટે ન લે? ૩૦ વર્ષને માટે મૂંગે મોઢે આ વધારાનો માર સહન કરવો એ પાયમાલ થવા જેવું છે. પણ હિંદુસ્તાનનો ખેડૂત પાયમાલ થતો આવ્યો છે કારણ સરકાર જાણે છે કે એ પાંગળો છે. એ જપ્તીથી ડરશે, ખાલસાથી ડરશે, જેલથી ડરશે; સરકારને એને જે કરવું હશે તે કરી શકશે, ખેડૂત કશું બોલવાનો નથી, એની પડખે ઊભા રહેનારા માણસો મૂર્ખ માણસો છેઃ એવા વિશ્વાસને લીધે જ સરકાર પોતાનું કામ ઇચ્છા પ્રમાણે ચલાવે જાય છે.

તમે દોઢ વર્ષથી આ વધારાની સામે જે હિલચાલ કરી રહ્યા છો તે હું જાણું છું; કારણ ગુજરાતના ખૂણેખૂણાના ખેડૂતો શું કરી રહ્યા છે તેથી હું વાકેફ છું. માણસ માત્રનો સ્વભાવ એવો છે કે જેટલું સહેલાઈથી થાય તેટલું કરવું. તમે બધા ઉપાયો અજમાવ્યા, અરજીઓ કરી, ધારાસભામાં તમારા સભ્યો મારફતે હિલચાલ ચલાવી. શ્રી. ભીમભાઇ સાહેબે રદિયાઓ આપ્યા. જો તેઓ કમિશનર હોત તો મિ. જયકરનો રિપોર્ટ પાણીમાં બોળત, પણ આજે તેમની વાત કોઇ સાંભળે એમ નથી. ભીમભાઇ, દાદુભાઇ, દીક્ષિત, અને શિવદાસાની એમ ચાર ધારાસભાના સભ્યોએ બને તેટલી મહેનત કરી. તેઓ થાકયા એટલે હવે તમને કહે છે કે જાઓ અમદાવાદ! એમનો માર્ગ જ્યાં પૂરો થાય છે ત્યાં મારો શરૂ થાય છે—પણ એ તો બધા તમે સાથે હો તો જ. બીનજોખમી માર્ગની હદ હવે પૂરી થઇ છે. જો તમે જોખમ ખેડવા તૈયાર હો તો તમારી સાથે હું ઝૂઝવાનો છું. તમારામાં હજી એવી ઉમેદ રહી ગઇ હોય કે થોડું ઘણું ધાંધલ કરવાથી કે દમદાટીથી કંઇ થઇ શકશે તો લડતની વાત જ છોડી દેજો. પણ જો તમને

સરકારનો કેસ ખોટો લાગતો જ હોય, તમે સમજતા હો કે તમારાં છોકરાં અને છોકરાંનાં છોકરાં તમારી ભૂલને માટે તમને ઠપકો દેશે, તો એવા અન્યાયી અને જુલમી વધારાની સામે થવાનો નિર્ણય કરજો. તાલુકાને આજે આબાદ તરીકે વર્ણવનારા તમારી બરબાદી વખતે હાજર પણ નહિ હોય. મેં માતર તાલુકાની ઘણા અમલદારોને વાત કરી છે. તેઓ કબૂલ કરે છે કે તાલુકાની સ્થિતિ અતિશય ખરાબ છે, કોઓપરેટિવ સોસાયટીનું જ બે લાખનું દેવું છે. આમાં તેમણે ભરેલા પૈસા પણ જમા નથી થયા. પઠાણ વગેરેથી ડરીને આમાં પેઠા, ત્યાં સોસાયટીના અમલદાર કુંડાળા કરીને પૈસા ખાઇ ગયા. શાહુકારના દેવા ઉપરાંત પાછલી તગાવીનું ભારે દેવું છે. રેલમાં ઘર પડયાં એમાં પંદર લાખનું દેવું કરી છાપરાં ઊભાં કરવા ફાંફાં મારે છે તે વખતે સરકારનો હપતો ચાલુ થયો છે. દર વર્ષે જમીન મહેસૂલ વસૂલ કરવામાં ભારે મુશીબત પડે છે. લોકોએ જમીન છોડવા માંડી છે અને હવે એવી સ્થિતિ થઇ છે કે મહેસૂલ કાયમને માટે કાઢી નાંખવામાં આવે તો પણ તેમની દશા વળે તેમ નથી. આ તાલુકો એક વખત આખા ગુજરાતમાં સૌથી વધારે આબાદ હતો. જમીન મહેસૂલની જુલમી પદ્ધતિથી તે બરબાદ થયો છે. સેટલમેન્ટ રિપોર્ટ ઉપરથી જણાય છે કે તે વેળા બારડોલી તાલુકામાં ૩૩ લાખનું દેવું હતું. ભીમભાઇ સાહેબે ભેગા કરેલા આંકડા ઉપરથી હાલ ૯૩ લાખનું દેવું થએલું જણાય છે. તમારી સ્થિતિ માતર તાલુકાની માફક બિલકુલ મહેસૂલ ન અપાય એવી થશે ત્યારે શું થાય એમ સરકારને પૂછશો તો સરકાર કહેશે કે અમે ન જાણીએ, તમે ભૂખે મરો એનો ઉપાય અમારી પાસે નથી. આજે આનો ઉપાય નથી મારી પાસે,

નથી દાદુભાઇ પાસે, કે નથી સરકાર પાસે; પણ તમારી પાસે જ છે. અને તે એ કે પ્રથમ તમારે ભય છોડી દેવો પડશે. સ્વાર્થત્યાગ માટે તૈયાર થવું પડશે. જે દિવસે સરકારને ખબર પડશે કે આ ખેડૂતો મૂંગે મોઢે માર ખાય એમ નથી, વ્યાજબી વસ્તુ લેશે ત્યારે જ રહેશે, તે દિવસે જ તમારું દુ:ખ ટળવાનું છે. આજે તો રાનીપરજના લોકોએ દારૂ છોડયો તેથી તેઓ આબાદ થયા તેને પણ વધારાના કારણ તરીકે બતાવવામાં આવે છે! એટલે જે કર દારૂમાં ભરતા તે હવે ખેતીમાં ભરો!

પણ મારી ઉશ્કેરણી નકામી છે. આ અન્યાયની સામે થવાનું તમને ઊગી જવું જોઇએ. સામા થવું હોય તો એ સહેલી વાત નથી એ પણ સમજવું જોઇએ. તમે માત્ર વધારો ન ભરવાનો ઠરાવ કરી બેસી રહો એમાં તો તમારી નબળાઇનું પ્રદર્શન થાય છે. તમારો વાળ વાંકો થાય નહિ અને વધારો ઊડી જાય એ આશા રાખવી ફોકટ છે. તમને એ મહેસૂલ અન્યાયી લાગતું હોય તો કહો કે અન્યાયી છે, નહિ આપીએ, થાય તે કરી લો. સરકારની પાસે અનેક ઉપાયો છે. મિલકતની જપ્તી કરશે, ઢોરઢાંખર વેચશે, બે ત્રણ આગેવાનો ચૂંટી કાઢી તેમની જમીન ખાલસા કરવાના ઉપાયો લેશે. ગૂમડાં ઉપર જેમ માખ બેસે છે તેમ તમારી દરેક નબળાઇનો સરકાર લાભ લેશે, તમારી પોલ જોઇને તમને પછાડવાના ઉપાય કરશે. જો તમારામાં હિંમત હોય તો સરકારને ચોપડે ભલે ફેરફાર થાય પણ આપણી જમીનમાં બીજાનું હળ ન જ પડે. પણ એ માટે તમને રંગ લાગવો જોઇએ. તમને ખૂબ દુ:ખ લાગવું જોઇએ. આજે હું તમને આ વસ્તુ ઉપર ખૂબ વિચાર કરવાની સલાહ આપું છું. તમે આના ઉપર પાંચ

સાત દહાડા વધારે વિચાર કરો. પંદર દિવસ સુધી જમીન મહેસૂલ ભરવું ન ભરવું તમારી મુનસફી ઉપર છે. આપણે બારમીએ પાછા ભેગા થઇએ, તે વેળા આખું અઠવાડિયું વિચાર કરીને તમે તમારો આખરી નિશ્ચય જાહેર કરજો. આ સહેલી લડત નથી. એમાં જોખમ ઘણાં છે. મારે આવા ગંભીર વિષય ઉપર ઉતાવળથી નિર્ણય ન કરવો જોઇએ. ખાલી વધારો જ ન ભરીને બેસી રહેવું એ તો સરકારને એમ જાહેર કરવા બરાબર છે કે વધારો અમારી પાસેથી ધીમે ધીમે વસૂલ કરજો. એમાં સત્યાગ્રહ નથી. એમાં આપણી નબળાઇ ખુલી રીતે કબૂલ કરવાને બદલે આડકતરી રીતે કબૂલ કરવા જેવું છે. એક વાર તમે હિંદુસ્તાનની સ્વતંત્રતા અપાવવા કમર કસી હતી. આજે તમારા સ્વાર્થ, તમારા બાળબચ્ચાંના સ્વાર્થ ઉપર તરાપ પડી છે. એની સામે થવાની તમારામાં હિંમત હોય, માણસાઇ હોય, તો એક અઠવાડિયા પછી, ખૂબ વિચાર કરી, જવાબદારી સમજી તમે ઠરાવ કરો કે આપણે આ મહેસૂલ નથી આપવું. દરમિયાન હું પણ સરકારને લખી જોઉં કે હજી પણ તમારે તપાસ કરવી હોય તો તપાસ કરો, કમિટી નીમવી હોય તો કમિટી નીમો. આ લડતમાં પ્રજા હારશે તોય સરકારને લાભ નથી, સરકાર હારે તો પણ નથી.

આપણે વગર વિચાર્યું ગાંડાની માફક કંઇ કરવું છે એમ નથી. મફતની અથડાઅથડીમાં મને કંઇ રસ નથી. હું તો તમારામાં કંઇક દેખીશ તો તમારી પડખે રહેવાનો છું. તમારે કંઇ ખેલ જ કરવા હોય તો કોઇ બીજાને સોંપજો. લડવું જ હોય, જો સાચો ત્યાગ કરવો હોય, તો આ લડત ઉઠાવજો, સાચું બલિદાન જ ઊગી નીકળવાનું છે, જેનાથી સરકારને પણ લાભ થશે, કારણ કે તેને સાચા

પાઠ ભણવાના મળશે. પણ એને માટે મેલ, પાખંડ, ધાંધલનો ત્યાગ કરવો પડશે. આ લડત નાની સૂની નથી. એમાં ભારે પરિણામો રહેલાં છે. એટલે મારી સલાહ છે કે તમે આના ઉપર ખૂબ વિચાર કરો અને આવતે રવિવારે ફરીથી મળી તમારો છેવટનો નિર્ણય કરો. ઇશ્વર તમને સાચો નિશ્ચય કરવાની સદ્‌બુદ્ધિ આપો.

वंदे मातरम्

*

* *

# વ્યાખ્યાન ૨ જું

## મંગલાચરણ

[ તા. ૧૨-૨-૨૮ ને રોજ બારડોલીમાં મળેલી બારડોલી તાલુકાની પરિષદે જમીનમહેસૂલના વધારા સામે સત્યાગ્રહ કરવાનો તથા તેને અંગે પડતાં સઘળાં કષ્ટ શાન્તિથી સહન કરવાનો ઠરાવ પસાર કર્યા પછી તે જ રાતે પંદરથી વીસ ગામના ભેગા થયેલા વિશાળ જનસમૂહ આગળ વાંકાનેરમાં આપેલું વ્યાખ્યાન. ]

**ભાઇઓ અને બહેનો,**

હવે આજે આપણે પરિષદમાં નિશ્ચય કરી લીધો છે. જ્યાં સુધી સરકાર વધારેલું મહેસૂલ કાઢી ન નાખે, અગર પંચ નીમી તપાસ ન કરે અને સાબીત ન કરી આપે કે વધારો વ્યાજબી છે, ત્યાં સુધી આપણે સરકારને એક દમડી આપવી નથી. થોડું આપવું–થોડું ન આપવું એ લડવાની રીત નથી. આપણે કાંઈ દાંડાઇ નથી

કરતા. આપણે તો કહીએ છીએ કે જૂનું મહેસૂલ ચૂકતે હિસાબે લેવા તૈયાર હો તો આજે ભરી દઇએ. પણ જો વધારો લેવો હોય તો તે વ્યાજબી છે એમ સિદ્ધ કરી આપવું જોઇશે. આ કાંઇ કુલડીમાં ગોળ ભાંગવાનો નથી.

આવો નિશ્ચય આજે આપણે કરી ચૂકયા છીએ, હવે વધુ વિચાર કરવાનો રહ્યો નથી.

## સ્ત્રીઓનો સાથ નહિ હોય તો ?

બારડોલીમાં આજે હું એક નવી સ્થિતિ જોઉં છું. અગાઉના દિવસો મને યાદ છે. તે કાળે આવી સભાઓમાં પુરુષો જેટલી બહેનો પણ આવતી. હવે તમે પુરુષો એકલા જ ગાલ્લીઓ જોડીને સભામાં આવો છો. તમે કહેવાતા મોટાઓનું જોઇને મલાજો શીખતા જતા દેખાઓ છો. પણ હું કહું છું કે જો આપણી બહેનો, માતાઓ, સ્ત્રીઓ આપણી સાથે નહિ હોય તો આપણે આગળ ચાલી શકવાના નથી. કાલ સવારે જપ્તીઓ આવશે. આપણી ચીજો, વાસણો, ઢોરઢાંખર લઇ જવા જપ્તીદારો આવશે. જો આપણે બહેનોને આ લડતથી પૂરી વાકેફગાર નહિ રાખી હોય, તેમને આપણી જોડે જ તૈયાર કરી નહિ હોય, આ લડતમાં પુરુષના જેટલો જ રસ લેતી નહિ કરી હોય તો તે વખતે તેઓ શું કરશે ? ખેડા જિલ્લાના મારા આવા અનુભવોમાં મેં જોયું છે કે ઘરનું ઢોર છોડી જવામાં આવે ત્યારે સ્ત્રીઓને લડતમાં કેળવવામાં ન આવી હોય તો મોટો આઘાત પહોંચે છે. માટે તમે બહેનોને લડતમાં બરાબર કેળવો. ગમે તેટલી હાડમારી, ગમે તેટલાં દુઃખ પડે—બધું સહન કરીને પણ આવી લડતો લડવી રહી. ભલે સરકાર જમીન ખાલસા કરવાના હુકમો કાઢે. ચાહે તેમ થાય પણ

આપણા હાથે ઉપાડીને એક પૈસો પણ ન આપવાના નિશ્ચયમાંથી આપણે ન ડગવું જોઇએ.

એવા નિશ્ચયનું પરિણામ બીજું શું આવે? એનું એ જ પરિણામ આવે કે તમારામાં સંપ હોય તો આટલી જબરજસ્ત સરકાર પણ અંતે નમી જ પડે. તમારામાં લડવાની શકિત અને ખરો સંપ કેળવો. થોડો ધમધમાટ કર્યાથી કામ થઇ જશે એમ માનતા હશો તો તે ભૂલ છે. તમે આ રાજ્યના પાયા હચમચાવવા નીકળ્યા છો. સરકાર પાસે બે ચીજો જબરજસ્ત છેઃ એક લશ્કર અને બીજી કર લેવાની શકિત. ચાર પાયામાંથી આ બે તેમના મુખ્ય પાયા છે. પ્રજા પાસેથી હર રસ્તે ફાવે તેમ પૈસા લેવા ને તેમાંથી લશ્કર રાખી તેના જોર પર હકૂમત ચલાવવી. આ પાયાને હલાવવા છે તે ધાંધલથી પતી જશે એ ખ્યાલ છોડી દેજો.

## હવા બદલી નાંખો

પરિષદમાં મેં સાફ સાફ કહ્યું છે કે તમારું કામ તમારા જ બળથી થવાનું છે, મારી કે મારા સાથીઓની પ્રતિષ્ઠાને જોરે નહિ. સરકાર તમારી પૂરેપૂરી કસોટી કરશે, તેને તેમ કરવાનો હક છે, આપણે તે માટે તેનો દોષ કાઢી ન શકીએ. પણ એની સામે પૂરેપૂરા ઝૂઝવું હોય ને આ લડત શોભાવવી હોય તો આખા તાલુકાને જાગ્રત કરવો પડશે, બધે હવા બદલી નાંખવી પડશે. તમે લગ્નો લઇ બેઠા છો તે બધાં ટૂંકમાં પતાવવાં પડશે. લડાઇ જગાવી હોય ત્યાં બીજું શું થાય? કાલ સવારે ઊઠીને તમારે ઊગ્યાથી આથમ્યા સુધી ઘરને તાળાં મારી ખેતરમાં ફરતા રહેવું પડશે, છાવણી જેવી જિંદગી ગાળવી પડશે. બાળક વૃદ્ધ સ્ત્રી પુરુષ સૌ આ સ્થિતિ સમજે, ગરીબ તવંગર

બધી કોમ એકરાગ થઇ એક ખોળિયે પ્રાણ હોય તેમ વર્તે. રાત પડયે જ સૌ ઘેર આવે એમ થવું જોઇશે. જમીનો કરવા સરકારને ગામમાંથી જ અથવા તાલુકામાંથી જ માણસો લાવવા પડે છે ને ? તે કામ માટે એમને એક માણસ પણ શોધ્યો ન જડે એવી આખા તાલુકાની હવા થઇ જવી જોઇએ. જમી અમલદાર કોઇ ખભે ઊંચકીને વાસણો લઇ જનારો મેં હજુ જોયો નથી. સરકારી અમલદારો તો અપંગ હોય છે. પટેલ, મુખી, વરતણીઓ, તલાટી કોઇ સરકારને મદદ ન કરે ને ચોખ્ખું સંભળાવી દે કે મારા ગામના અને તાલુકાના લાજઆબરૂ જોડે મારી લાજ-આબરૂ છે. તાલુકાની આબરૂ જાય તો મુખીપણું શા ખપનું ? તેના હિતમાં જ મારું હિત છે. તાલુકો ઘસાય, અપંગ થાય એમાં પટેલનું હિત નથી. એટલે આપણે આખા તાલુકાની હવા એવી કરી મૂકીએ કે તેમાં સ્વરાજ્યની ગંધ હોય, ગુલામીની નહિ; તેમાં સરકારની સામે ઝૂઝવાના ટેકનું તેજ દરેક ચહેરા પર ઝળહળી રહ્યું હોય.

## રામબાણ છૂટયું છે

હું તમને આજે ચેતવણી આપવા આવ્યો છું કે હવે રમતના છંદમાં, મોજશોખમાં ઘડી પણ ન રહો. જાગૃત થાઓ. બારડોલીનું નામ ચારખંડ ધરતીમાં ગવાયું છે. આજે બપોરે જ પરિષદમાં એક મુસલમાન ભાઇએ આપણને સંભળાવ્યું કે બારડોલીના કોઇ પણ વતનીને જોતાં જ બંગાળમાં લોકો કેવા તેનાં પગની ધૂળ લેવા તૈયાર થતા. કાં તો આપણે તાલુકાએ ખરાબ થવું છે ને મરી પીટવું છે, ને કાં તો સુખી થવું છે. હવે રામબાણ છૂટી ગયું છે. આપણે ભાંગશું તો આખા હિંદુસ્તાનને ભાંગશું અને ટકશું તો

તારશું ને હિંદુસ્તાનને પદાર્થપાઠ આપશું. તમારા તાલુકાએ મહાત્માજીને આખા દેશની લડતના પાયાની ઈંસ થવાની આશા આપી હતી. તે પરીક્ષા તે વખતે તો ન થઇ, જો કે દેશપરદેશ બારડોલીનો ડંકો વાગી ગયો. હવે એ પરીક્ષા આજે આપવાનો પ્રસંગ આવ્યો છે. તમે હિંદુસ્તાનને સ્વરાજ અપાવવા નીકળ્યા હતા, તે હવે તમારા ઘરની લડત માટે શું કરો છો તેની પરીક્ષા થશે. આમાં પાછા પડીએ તો ઇજ્જતઆબરૂ જશે ને હિંદુસ્તાન આખાને ભારે નુકસાન થશે.

આજે પરિષદ પૂરી કરીને તરત હું અહીં તમારી પાસે આવ્યો છું, કારણ હવે તાલુકાનાં જેટલાં ભાઇબહેનો મળે તેટલાંને મારો સંદેશો આપવા માગું છું, કે હવે સૌ ચેતતાં રહેજો, પૂરેપૂરા જાગૃત રહેજો, ગાફેલ ન રહેશો. સરકાર એકે ઉપાય બાકી નહિ રાખે. તમારામાં ફાટફૂટ પાડશે, કજિયા કરાવશે, કંઇ કંઇ ફેલ કરશે, પણ તમે તમારા બધા અંગત ને ગામના કજિયાને હમણાં લડત ચાલતાં સુધી કૂવામાં નાંખજો. લડત પૂરી થાય ત્યાં સુધી એવી એકેએક વાત ભૂલી જજો; પાછળથી બધું યાદ કરીને જોઇએ તો લડી લેજો. જોઇએ તો તેવી રીતે પાછળથી લડવાના તમારા નિશ્ચયના દસ્તાવેજો કરીને પેટીપટારામાં સાચવી મૂકજો! પણ અત્યારે તો બાપદાદાનાં વેર પણ ભૂલી જજો. જિંદગી સુધી જેની સાથે બોલ્યા ન હો, ને અબોલા પાળ્યા હોય તેની સાથે પણ આજે બોલજો.

## ખાલસાની બીક છોડો

આજે ગુજરાતની ઇજ્જત તમે તમારા હાથમાં લીધી છે તે સંભાળજો. અને આપણે હાથેથી એક દમડી સરકારને

નથી આપવી એ નિશ્ચયમાં કાયમ રહેજો. નહિ તો જીવ્યું ન જીવ્યું થઇ જશે અને તાલુકો કાયમના બોજામાં પડશે. કેટલાકને જમીન ખાલસા થવાનો બાઉ છે. ખાલસા એટલે શું? શું તમારી જમીનો ઉડાડીને સુરત કે વિલાયત લઇ જશે? જમીન ખાલસા કરે કે ચાહે તે કરે, ફેરફાર થાય તે સરકારના દફતરનાં પાનાંમાં થાય, પણ તમારામાં સંપ હોય તો તમારી જમીનમાં બીજો કોઇ આવીને હળ ન નાંખે એમ કરવું એ તો તાલુકાનું કામ છે. પછી સરકારી દફતરે ભલે ખાલસા થાય. ખાલસાની બીક છોડી દો. જે દિવસે તમારી જમીનો ખાલસા કરાવવા તમે તૈયાર થશો તે દિવસે તો તમારી પાછળ આખું ગુજરાત ઊભું છે એમ ખચીત માનજો. ખાલસાની બીક હોય, એવી નામર્દાઇ હોય તો તો લડત લડાય જ નહિ. જ્યારે તમારામાંથી એવું સંભળાવનારા મને મળ્યા કે ભલે આખા તાલુકાને ભરવું હોય તો મહેસૂલ ભરી દે, પણ અમે તો નહિ જ ભરીએ, અમારે ખુવાર થવું છે—ત્યારે જ હું આવ્યો છું અને તમારે પડખે ઊભા રહેવાનું માથે લીધું છે. તમે એવા હશો તો જ આ તાલુકાની શોભા છે. કોઇ પણ જાતના કલેશ કુસંપથી અત્યારે આપણું કામ બગડવાનું છે. હું ધારું છું કે એવો નીચ તો આપણે ત્યાં કોઇ નથી, જે તમારી 'ખાલસા' જમીન લેવા આવે. આ શ્રદ્ધા તમારામાં ખરેખરી જાગી હોય તો તમે નચિંત રહેજો. એ જમીનને કોણ લેનાર છે? એ જમીનનો ફેંસલો નથી થયો ત્યાં સુધી આપણે બહારવટે છીએ એમ માનજો. ઇર્ષાથી સંભાળજો. એકનું બગડયે બીજો રાજી થાય ત્યાં કોઇ દિવસ સારું ન થાય. તમારા એક જ ગામમાં પાકો બંદોબસ્ત કરશો તો પણ આખા તાલુકાને મક્કમ કરી શકશો, આખા પરગણાને જાગૃત કરશો.

લડતનું મંડાણ મંડાઇ ચૂકયું છે. હવે ગામ એ ગામ મટી લશ્કરી છાવણી થઇ છે એમ માનો. ગામેગામની હકીકત રોજેરોજ તાલુકાના મથકે પહોંચવી જોઇએ. અને મથકના હુકમો ગામેગામ પહોંચવા જોઇએ અને અમલમાં મૂકાવા જોઇએ. આપણી તાલીમ એ જ આપણી જીતની કૂંચી છે. સરકારને તો દરેક ગામે એકાદ તલાટી કે મુખી હોય છે, આપણી પાસે તો આખું ગામ છે.

## ગુજરાતનો ખેડૂત લબાડ ?

જો તમારી શકિતનો તમને પૂરો ખ્યાલ આવ્યો હોય, તમે હવા સાફ કરી હોય, તમારાં દિલ સાફ કર્યાં હોય તો તમારી જમીનના ટુકડાને કોઈ હાથ લગાડી શકે તેમ નથી; તમારાં વાસણ ગોદડાં ઉપાડનાર કોઇ નહિ મળે. તમારામાં એ શકિત કેળવવા હું આવ્યો છું. જ્યારે આપણે માથે સરકારે લડવાની જ ફરજ નાંખી ત્યારે હવે આપણે લડી જ બતાવવું રહ્યું છે. એક કાળે બારડોલી એ આણંદ, બોરસદ જોડે સત્યાગ્રહની લડતને સારુ હરીફાઇમાં મૂકાતું, ખેડાને એક બે પ્રસંગ મળી ગયા અને તેણે કરી પણ બતાવ્યું. હવે તમારો પ્રસંગ આવ્યો છે તો તમે લડી બતાવો. આજે તો તમે એવી લડત ઉપાડી છે કે કાં તો તમે હિંદુસ્તાનમાં નામ કાઢવાના છો કે કાં તો નામ બોળવાના છો. અમર તો કોને રહેવું છે ? જર જમીન બધું પડી રહેવાનું છે, નામ જ એક રહેવાનું છે. લાખ સવાલાખ રૂપિયાનો વધારો તમારે ભરવો જ હોય તો તાણીતુશીને કે તારાજ થઇને તમે ભરો પણ ખરા. આટલાં ખરચ વેઠો છો તેની જોડે તેટલું વધારે. પણ આ તો તમને ખોટા પાડીને તમારી પાસેથી લેવું છે. સરકાર કહે

છે કે તમે ખમતીધર છો, તમારાં ઘર મોટાં છે, તમારાં ખેતરો આબાદ છે પણ પૈસા કાઢવા નથી તેથી લબાડી કરો છો. તમારા આગેવાનો ખોટા છે. હું કહું છું કે આ અપમાન સાંખીને મહેસૂલ ભરવું તે કરતાં મરવું સારું છે. સરકારને હર કામમાં પોતાનો જ કક્કો ખરો કરવો છે. જ્યારે ને ત્યારે ગુજરાતના ખેડૂતને સરકાર લબાડ કહે એ મારાથી સહન નથી થતું. જ્યાં સુધી સરકારના મોઢામાંથી એ ભાષા નીકળી ન જાય ત્યાં સુધી તમારું માન નથી પડવાનું. એ માન માટે લડો, મરી ફીટો. સરકારને કહો કે સચ્ચાઇનો દાવો હોય તો તારું કહેલું પુરવાર કરી બતાવ, એક તારો ને એક અમારો એમ પંચ નીમીને આખો સવાલ એની આગળ રજુ કર. અમે લબાડ નથી. દાંડાઈ તો તું કરે છે. તારું જ બધું ખોટું હોય છે એ અમે સિદ્ધ કરી બતાવવા માગીએ છીએ.

## લડતની વ્યૂહરચના

આ વાત આપણા જુવાનિયાઓ પૂરી સમજી લે અને ગામેગામ ભાઇઓને અને બહેનોને સમજાવે. વૃદ્ધો અને અનુભવીઓ ગામેગામ પોતાની અસર પાડી લોકોમાં એકસંપી કરાવે અને બધા ખાનગી કજિયાઓ લડત ચાલે છે ત્યાં સુધી બંધ કરાવે. મુખી પટેલ વરતણીઆ સૌને જીતી લે ને ગામ જોડે પ્રેમની સાંકળથી સાંકળી લે. આ બધું છતાં કોઇ આડો નીકળે તો તેના ઉપર તમે રોષ કદી ન કરશો. વિખવાદ થાય એવું કંઇ જ ન કરશો. એવો કોઇ આડો થયેલો જપ્તીઓ કરનારાઓમાં ભળીને તમારે ત્યાં આવે તો યે તેને આવવા દેજો, એના હાથમાં કંઈ ન આવે એમ કરવું એ તમારું કામ છે. મહોલ્લે મહોલ્લે ને ફળિયે ફળિયે દહાડો ઊગ્યે

તાળાં પડયાં હોય, ને દહાડો આથમ્યે લોકો ખેતરોમાંથી ફળિયે આવે; તો પછી તલાટી ભલેને ફેરા માર્યા કરે! સાંજે તો સૌ સાથે ફેરા માર્યા કરીએ. જેમ જેમ લડાઇ લડશો તેમ તેમ કેળવાતા જશો અને કુશળ થશો. અને એમ ઘડાશો ત્યારે જ સ્વરાજની લડત શીખશો. તમારું જોઇને પડોશીઓ શીખશે એમાં જ આખા હિંદુસ્તાનના ખેડૂતોની રચના રહેલી છે. આપણને સરકાર સુખી કહે છે, આપણે કંઇક સુખી માણસો થોડું દુઃખ વેઠી નહિ શકીએ તો જેઓ ભાંગેલા છે, જેઓ દલિત દુઃખી છે તેઓને શું શીખવી શકવાના છીએ? માતર તાલુકો તમારા કરતાં એક કાળે સુખી હતો, સૌથી ધનવાન ગણાતો. તમારી હવેલીઓ હિસાબમાં નહિ એવી હવેલીઓ ત્યાં હતી તે આજે ભિખારીમાં ભિખારી છે. લોકો તાલુકો છોડી છોડીને નાસવા લાગ્યા છે. મહેમદાવાદમાં, ધંધૂકા ધોળકામાં એવી જ સ્થિતિ છે. તમે કંઇક સુખી છો તો તે ઇશ્વરની કૃતિથી થયું છે. તેમાં તમારી બુદ્ધિનું કારણ નથી. લોકો આફ્રિકા ગયા, મહાયુદ્ધ થયું, થોડાં વરસ કપાસના ભાવ આવ્યા. આ કંઇ હંમેશનું નથી. મહેસૂલ તો કાયમનું છે. ત્રીસ વર્ષ તો દર વર્ષે સવા લાખ વધુ ભરવા પડવાના જ. માટે પ્રથમથી જ વિચારીને સરકારને સમજાવીએ કે તમારો કેસ ખોટો છે. અમારાથી આ બને તેમ નથી. ઇશ્વર તમને એટલી બુદ્ધિ અને સાચ પર કાયમ રહેવાની શકિત આપો.

*

* *

# વ્યાખ્યાન ૩ જું

## પ્રતિજ્ઞાભંગ

[ આ દરમિયાન સરકારે જપ્તી માટેની નોટિસો આપી દીધી હતી અને વાલોડ ગામમાં જપ્તીનો દેખાવ કરીને વાણિયાઓએ પૈસા ભર્યા હતા. આમ પ્રતિજ્ઞાનો ભંગ કર્યાથી આજુબાજુનાં ગામોની પ્રજાની લાગણી ખૂબ ઉશ્કેરાઈ છે એમ માલૂમ પડતાં મહાજનોને તથા પટેલોને તેમનો ધર્મ બતાવતું તા. ૧૧–૩–૨૮ ની રાત્રે બારડોલી કસ્બાની પચરંગી જનતા આગળ આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

આપ બધા જાણો છો કે છેલ્લા એક મહિનાથી હું તમારા આ બારડોલી તાલુકામાં ગામેગામ રખડું છું. છતાં આ ગામની સભામાં આજે પહેલી જ વાર આવ્યો છું. તાલુકાનું આ મુખ્ય ગામ રહ્યું, તેમાં પચરંગી વસ્તી રહે. વેપારીઓનું એ મથક હોઈ અહીં હિસાબ ગણનારાઓ વસે. એટલે હું અલગ રહીને જોયા કરતો હતો. ભાઇ ચિનાઇ રોજ તમારે ત્યાં આવતા તેમની પાસેથી તમારી બધી ખબર હું જાણી લેતો હતો. મને તો વિશ્વાસ હતો કે તમે તાલુકાને છોડીને કાયરતા બતાવવાના નથી જ, એટલે મેં વિચારેલું કે તાલુકાનાં ગામડાંઓનું કામ થાળે પડે એટલે તમારી પાસે આવું અને આ લડતની સાફ સાફ વાતો તમને સમજાવું.

## સરકારની તુમાખી

સરકારે મહેસૂલ વધારવાનું જાહેર કર્યું ત્યારે સરકારને મેં ખબર આપી કે ' આ તમારી મોટી ભૂલ છે, અને લોકો તમારા ઉપર ઉશ્કેરાયા છે. આમાં લોકોને અને સરકારને અથડામણુ થઈ પડશે, અને તેમાંથી સાર નહિ કાઢો. એમાં જોખમ લોકોને જ છે એમ ન માની લેશો, સરકાર વધારે જોખમમાં ઊતરી પડે એવા પણ સંભવ છે; માટે હજુ ફરીથી વિચાર કરી જુઓ. ' પણ આ સરકાર એમ કોઇનું કહેવું માનવાને ટેવાયેલી નથી. તેને પોતાની સત્તાની તુમાખી છે, અને સત્તાથી જ બધાં કામ લેવાનું તે શીખેલી છે. બારડોલીની પ્રજા આખા ગુજરાતમાં નરમ પ્રકૃતિની રહી. સરકારે માગ્યા કર્યા તેટલા તેણે સાલસાઇથી ભર્યા કીધા. પણ સરકારે આ સાલસાઇનો અવળો અર્થ કર્યો. સરકારને મોટાં મોટાં નકામાં ખર્ચો કરવાં અને પોતાની નાણાંસ્થિતિ તંગ હોવાનું બહાનું કાઢી ખેડૂતો પાસે આ રીતે પૈસા લેવા છે. બીજાં સમજુ વર્ગો પાસે લેવા જાય તો એ તો સામા થાય. સરકારને ધારાસભામાં મંજૂરી માગવી પડે. ખેડૂત પાસેથી કઢાવવામાં નથી ધારાસભા આડે આવતી, નથી કાયદાની જરૂર પડતી. સરકાર બોજો નાંખ્યે જાય, ગરીબ અજ્ઞાન ખેડૂત મૂંગે મોઢે ઉઠાવ્યે જાય. આમ ને આમ જો ખેડૂત નમતો જ જાય, અને નિર્ભય બનીને સામો ન થાય તો પરિણામ એ જ આવે કે બીજાં ત્રીસ વર્ષના બોજાની કબૂલાત તેને કપાળે ચોંટી જ.

## મહાજન કોણ?

આ પ્રસંગે વેપારીને તો વિશેષ ધર્મ પ્રાપ્ત થાય છે. વેપારીઓ પાસે જેટલી જમીન છે તે બધી તેઓ દાણુ

આપે છે, અને એ દાણનું જ ધોરણ સ્વીકારી સરકારે એટલા પ્રમાણમાં બધી પ્રજાની આવક વધી એમ ગણી કરનો બોજો વધારી દીધો. વળી આજે આ બોજો ઉતારવાને જયારે પ્રજા લડી રહી છે ત્યારે પાછા વેપારીઓ ડરીને પૈસા ભરી આવે અને લડતમાં ભંગ પાડે એટલે એ પણ લોકના ઉપર જ બોજો. ખરો વેપારી એમ પ્રજાને કચડે નહિ. મહાજન તો તે કહેવાય જે ગરીબ રૈયતનું રક્ષણ કરે. મહાજન તે કે જેની સરકારમાં પણ પ્રતિષ્ઠા હોય, મામલતદાર કે કલેકટરને સામી છાતીએ જઇને ધડધડાટ કહી શકે કે તમે લોકોને અન્યાયથી કચડશો તેમાં અમે સાથ નહિ આપી શકીએ. પણ જો મહાજન એમ માને કે સરકારનું પણ રાખીએ અને રૈયતનું પણ રાખીએ અને પોતાનું કામ પણ સાધી લઇએ તો એ મહાજન નથી. વાલોડના વાણિયાની પેઠે જપ્તીનો દેખાવ કરાવી એક તરફથી મહાલકારીની મહોબત સાચવવી અને સરકારને કહેવું કે જુઓ હું તો વફાદાર છું, મેં સૌથી પહેલા ભરી દીધા, મારો દંડ ન થવો જોઇએ; અને બીજી તરફથી લોકોને કહેવું કે હું તમારી સાથે જ છું; જપ્તી કરીને લઇ ગયા એમાં મારો શો દોષ? એ કંઈ મહાજનનો ધર્મ નથી. એ તો પ્રજાને દગો દીધો ગણાય. તાલુકાના ખેડૂતો આવા કૃત્યથી રોષમાં આવી ગયા છે, પણ હું તેમને સંયમ શીખવી રહ્યો છું. હું તેમને કહું છું કે તમારામાં જે સત્તા રહેલી છે તેનો ઉપયોગ કરી શાહુકારોને મારવા ન નીકળો. આપણે લડત સરકાર સાથે માંડી છે, શાહુકાર સાથે નહિ. જેમ હું ખેડૂતને ખેડૂતનો ધર્મ શીખવું છું, તેમ તમને વેપારીઓને પણ વેપારીનો ધર્મ શીખવવા આવ્યો છું.

## વેપારીનો ધર્મ

તમે જો ખેડૂતને મારવા જ માગતા હો તો સમજી રાખજો કે ખેડૂતની પાસે પણ સત્તા છે. એ સત્તાનું તેને હજુ ભાન નથી, પણ જ્યારે ભાન થશે ત્યારે એ તમને ભારે પડશે. તમે ખેડૂતનો દ્રોહ કરી સરકારની વફાદારી બાંધવા શા માટે જાઓ? સરકાર તો જાતજાતના વેરા નાંખનારી છે, અને ખેડૂત તો તમને પરસેવો ઉતારી માલ પકવી આપશે, જેના ઉપર તમે તમારો દલાલીનો ધંધો ચલાવી કમાણી કરો છો. એ દૂઝણી ગાયને ભાંગશો તો ખેડૂત તો બિચારો તમને જતા કરશે, પણ ગરીબનો બેલી ઇશ્વર નહિ જતા કરે. જેની મહેનત અને ધન ઉપર તમે નભો છો તેને દગો દેશો? ઊલટા તમારે તો ખેડૂતોની આગળ આવી તેમને દોરવા જોઇએ. તેમને હિંમત આપો કે અમે તમારી સાથે જ છીએ.

તમે ખેડૂતને દેવાદાર બનાવી, છેતરી, તેની જમીનો મેળવી લીધી હશે અને તેના ઉપર અભિમાન રાખતા હશો. પણ જાણજો કે ખેડૂતને જો કોઇ તેની સત્તાનું અવળું ભાન કરાવનારો ગુરુ મળ્યો તો તમારી બધી જમીનમાં ઘાસ ઊગવાનું છે. હું તો વાલોડના રોષે ભરાયેલા ખેડૂતોને શાન્ત પાડું છું. તેમને સમજાવી આવ્યો છું કે ગંદી ચીજને કોઇ ચૂંથશો નહિ, મૂઠી ભરી ધૂળ નાંખી તેને દાટી દેવી એ જ ડાહ્યા માણસનું કામ છે. જેણે ભૂલ કરી હશે તેનો પ્રભુ હિસાબ લેનારો બેઠો છે. માટે આકળા ન થાઓ. વાલોડના બે શેઠીઆઓમાંનો એક આજે બારડોલી સ્ટેશને ઊતર્યો તેને મોટરવાળો પણ બેસાડતો નહોતો. કહો, આમાં શાહુકારી ક્યાં રહી? સરકાર કે મહાલકારીની મહોબત કરી તે

શું મોટર લઇને બેસાડવા આવશે ? દુનિયાનો તો વહેવાર જ છે કે રાખવત તેવી રખાપત.

આટલો વેપારીનો ધર્મ છે. હું કાંઇ આ તાલુકામાં વેપારી લોકોના ભરોસા પર નથી આવ્યો. પણ જે સો શૂરાઓએ ખુવાર થવાનું મને છાતી ઠોકી વચન આપ્યું છે તેમને ભરોસે આવ્યો છું. ભલે તેવા સો જ હશે તો પણ હું તેમની સાથે ૩૦ વર્ષ સુધી બહારવટું ખેડીશ. તેવાઓથી તાલુકાનો ઉદ્ધાર થવાનો છે, વાલોડના વાણિયાઓ જેવા થવામાં કોઇનું કલ્યાણ નથી.

## આપણા મલીન વેપાર

લક્ષ્મી તો આજ છે ને કાલ નથી. આ તમારા વેપાર એ સાચા વેપાર જ નથી. સાચો વેપાર તો હિંદુસ્તાનમાં એક ખેડૂત અને બીજો મજૂર જ કરે છે. તમારો વેપાર એ તો દલાલી છે અને તે પણ અમથી કુટકલ દલાલી. ખરી દલાલી પણ કરનારા બીજા પરદેશીઓ જ છે, કારણ તમે જાણો છો કે આ સરકારને અહીં રાજ્ય કરવાની ગરજ છે તે કરતાં વેપાર કરીને ધન હરણ કરવાનો વધારે સ્વાર્થ છે. એ લોકોની દલાલીનો તો લેશ અંશ પણ તમારે ભાગે આવતો નથી.

બારડોલીના વેપારીઓ, જાગૃત થાઓ અને દેશમાં તમારું નામ ન ડૂબે એ જોશો. ‘ આ જુઓ બારડોલીના વાણિયા’ એમ દેશભરમાં તમારી તરફ આંગળી ન ચિંધાય એમ વર્તો. તમે બધા જો તમારો ધર્મ બજાવશો, તો વાલોડ જેવા એકબે બગડયા હશે તે બધું દબાઇ જવાનું છે.

પણ તમે તો ડરો છો. મને સમજાતું નથી કે તમને ડર શાનો છે ? શું કાંઇ તમને બંદૂક તોપથી લડવાનું કહું

છું ? હું તો એટલું જ કહું છું કે તાલુકાના લોક જોડે રહો અને સરકારને પાઇ પણ નહિ ભરીએ એમ સંભળાવી દો. પછી ભલે તે જપ્તી લાવે કે જમીન ખાલસા કરે ને તેનાથી થાય તો વસૂલ કરી જાય. સરકારને સંભળાવી દો કે તમે તો દુનિયા ખેડનારા છો, દરિયાપાર વિલાયતથી મજૂરો લાવીને ખેડાવી લેજો. અમે તમારી માયા ઓળખી ગયા છીએ.

## પટેલ કોણ ?

જપ્તીની નોટિસો તો નીકળશે પણ જપ્તી કરશે કોણ? કલેક્ટર કાંઇ સુરતથી અહીં જપ્તી કરવા આવવાનો છે ? અને પટેલ કંઇ જપ્તી કરશે ? પટેલ કંઇ દૂબળો છે ? એ કામ કંઇ પટેલનું નથી. એવું પાપી કામ, લૂંટનું કામ તો ચાંડાલ કરે. પટેલો, તમે ખરી પટેલાઇ શીખો. તમે કલેક્ટરને કહો કે અમારું નામ વેઠિયામાં દાખલ ન કરો. અમારે આવાં કાળાં કામ કરી સ્મશાનના લાડુ નથી ખાવા.

તેથી હું જ્યાં જાઉં છું ત્યાં પટેલોને સમજાવું છું કે પટેલ એ તો ગામનો ધણી છે, ગામનો આગેવાન છે, ગામનું મુખ છે. પટેલ કાંઇ આ સરકારનો વેચાણ થયેલો સાત રૂપિયાનો દૂબળો નથી. સાત રૂપિયા ખાતર જે માણસ પોતાનાં કુટુંબીઓનાં ઘરનાં ગોદડાં ચૂંથવા જાય એને દૂબળો ન કહીએ તો શું કહીએ ? અરે, દૂબળો પણ પોતાના ધણિયામાના ઘરમાં એવું કામ કરવા ન પેસે.

## શાહુકારોની ફરજ

અત્યારે આપણે ત્યાં તો પાટીદાર, દૂબળા, ચોધરા, મુસલમાન, પારસી, શેઠ, શાહુકાર બધા જ એક આરે ઊભા છીએ. આ તાલુકામાં આપણે હિંદુ મુસલમાનનો ઝગડો પેસવા નથી દેવો. તેથી મેં ઇમામ સાહેબને અને અબ્બાસ

સાહેબને મારી સાથે આ લડતમાં આવવા આમંત્રણ આપ્યું અને તેઓ બંને આવ્યા છે. તેઓ સ્થળે સ્થળે જઇને મુસલમાનોને સમજાવી રહ્યા છે. મુસલમાનોની મને બિલકુલ ચિંતા નથી. તેમણે પાક રોજા મહિનામાં પ્રતિજ્ઞાઓ લીધી છે તેને તેઓ નહિ છોડે, અને મુસલમાનોની જમીનો ખાલસા થશે, તેમના માલની જપ્તી થશે તે શું તમે લેવાના છો ? કણબીઓની જમીનો હરરાજ થશે તે શું તમે રાખવાના છો ? અમે કોઇની જમીનો કે માલ રાખીશું નહિ એમ તમે ઠરાવ કર્યો છે, પણ એમાં તે ઠરાવ કરવાપણું શું છે ? બારડોલીના વાણિયાને વળી એમાં ઠરાવવાનું શું હતું ? એવું કંઇ પાપ રાખવાની કલ્પના જ કેમ હોય ? એ તો વિષ્ટા છે. તમે તાલુકાના છો, પણ તાલુકા બહાર પણ કોણ એ લેવાનું છે ? તમે એટલો ઠરાવ કર્યો છે તેમાં કશી જ બહાદુરી મારી નથી. તમારી શાહુકારોની ફરજ તો એ છે કે અત્યારે તાલુકાની મોખરે ઊભા રહેવું. કેળવાયેલા શાહુકારો આગળ ચાલે અને અજ્ઞાન પ્રજાવર્ગ પાછળ આવે એમાં તમારી શોભા છે.

આપણે સરકારની જોડે કજિયો બાંધવાની ખાતર આ લડત નથી ઉપાડી. તેનું વ્યાજબી લેણું આપણે દૂધે ધોઇને આપવું છે. આપણે કહીએ છીએ કે નિષ્પક્ષ પંચ નીમો અને ન્યાયને હિસાબે તમારું નીકળતું લો. પણ અન્યાયથી અને જુલમથી તો રાતી પાઇની યે આશા ન રાખશો.

## તમારા દિલમાંનો ડર કેમ કાઢું ?

પણ હું જાણું છું કે તમારામાંના જ કેટલાક એવા છે જે તમને ભડકાવતા ફરે છે; જો તમે એમ ડરો તો એ ડર હું કેમ કાઢી શકું ? એ કાંઇ તમારા ખીસામાંની કોઈ ચીજ

નથી કે હાથ ઘાલીને હું કાઢી નાંખું. જે ડર તમારા દિલમાં પડેલો છે તેને તો તમે પોતે જ કાઢી શકો તેમ છો. તમે શેનાથી ડરો છો? આખો તાલુકો જો પાયમાલ થવાનો હશે તો તમે શાહુકારો એકલા ક્યાં રહેવાના છો? કોઇ એમ ભડકાવે છે કે બારડોલીના રસ્તાની આજુબાજુની જમીનો ખાલસા કરીને સરકાર રસ્તો પહોળો કરવા ધારે છે—કેમ જાણે મામલતદાર ટાંપીને જ બેઠો હતો કે બારડોલીના ખેડૂતો સત્યાગ્રહ કરે ને રસ્તો પહોળો કરવાની વહેલી વહેલી તક મળી જાય! આમ શું ડરી જાઓ છો? એમ જમીનો ખાલસા કરવી ને રસ્તા પહોળા કરવા શું સહેલી વાત છે? શું તાલુકામાં બધી રાંડીરાંડો જ વસે છે? અને રસ્તો કોને માટે કરવાનો હોય? એ તો આપણે માટે છે, કલેક્ટરની મોટર દોડાવવા માટે નથી. અને રસ્તો કરશે તો યે તમે જોશો કે આપણે તો તેના ઉપર પગ પણ મૂકવાના નથી. પણ તમે આમ ભૂતભડકાથી ડરો શા સારુ? જમીનો તો ત્યારે જ લઇ શકે જ્યારે આપણે સરકારનું વ્યાજબી લેણું ઘાલતા હોઇએ. પરંતુ આપણે કાંઇ દાંડાઇ કરતા નથી. એની સાથે એ પણ ખરું કે સરકારને પણ દાંડાઇ કરવા દેવાના નથી. દુનિયામાં કોઇ સરકાર પ્રજાની સંમતિ વગર કોઈ કર લાદી શકે જ નહિ. પ્રજાને પૂછવું જોઇએ, ધારાસભાને પૂછવું જોઇએ. આમ તે ચાલે? પણ તે ચાલે, જ્યાં સુધી તમે નબળા અને ડરકણ રહેશો ત્યાં સુધી. માટે ડર મેલી દો. નોટિસનાં પીળાં કાગળીઆં આવે એને તમારી લડતના સંભારણા તરીકે આયનામાં મઢાવીને ઘરમાં લટકાવી રાખો. તમારી ભવિષ્યની પ્રજા પણ એને જોઇને અભિમાન લેશે કે અમારા બહાદુર બાપદાદાએ એકવાર સરકાર જોડે લડાઈ માંડી હતી. આપણે આટલાં વર્ષ સાલસાઇથી પૈસા ભર્યા

અને કદી નોટિસ લેવા પ્રસંગ આવવા ન દીધો તો તેમાં પણ સરકારે આપણો વાંક જ કાઢ્યો. ત્યારે આજે હવે એની નોટિસો પણ ખૂટી ગઇ છે. બધાં ગામમાં હજુ મળી નથી. તે કયાંથી મળે, છપાઈને આવે ત્યારે મળે ને?

તમે તો નોટિસ અને ખાલસાનો ભય ફેંકી જ દો. ખાલસા કરશે તે એના દફ્તરમાં કરશે, એને જોઇશે તો નવું દફ્તર લખશે. પણ ખાતરી રાખજો કે બારડોલી તાલુકાની જમીન તો જે છે તે જ રહેશે. અમલદારો વારાફરતી જશે ને નવા આવશે પણ તમારી જમીન તો છે ત્યાંને ત્યાં જ રહેવાની છે.

### આ લડત એ સાચો વેપાર છે

બારડોલીના વેપારીઓ, હિંમત રાખો અને જૂઠા વેપારોને બદલી ખરો વેપાર શીખો. જે વેપારમાં પ્રજાની આબાદાની છે અને સાથે આપણો રોટલો નીકળે છે તેવો વેપાર કરશો તો પ્રભુ તમારા ઉપર રાજી રહેશે. હું જે વેપારમાં તમને દોરું છું તે દર વર્ષે એક લાખ પાંચ હજારની કમાણી કરવાનો છે. આ વેપાર વગર મૂડીએ કરી શકો છો, એમાં ખોટ જવાનો સંભવ નથી, વ્યાજખાધ ભોગવવાની નથી. ત્રીસ વર્ષ સુધી, જો તમારામાં વેપાર ખેડવાની હિંમત હશે તો, વરસોવરસ લાખ રૂપિયા બચાવી શકો છો.

### મહાજનની આજ્ઞા

કેટલાક કહે છે કે મહાજનનો ઠરાવ તો અમે કરેલો છે, હવે પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ શા માટે માગો છો? પણ તમારે જાણવું જોઇએ કે હું જમાનાનો ખાધેલો માણસ છું અને કયાં પોલ છે, તે પારખી કાઢું છું. હું

જોઉં છું કે તમારી વાતમાં પોલ છે. એમાં વાલોડના વાણિયા જેવું છે. આવે વખતે તમારે કંઇ પણ મોઘમ રાખવું બરાબર નથી. આપણી વાત તદ્દન ચોખ્ખીચટાક હોવી જોઇએ. પ્રજાને જરા પણ વહેમનું કારણ ન આપવું જોઇએ, ઊલટી તેને હિંમત આવે એવી સ્પષ્ટ વાત કરવી જોઇએ. તેઓ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી માગે તો કહો કે લો સહી. અમે નથી ભરવાના, નથી ભરવાના ને નથી જ ભરવાના. તમારા મોંમાંથી એ વાત નીકળે ત્યારે તમે મહાજનના નામને દીપાવશો. મહાજન આમ ઢીલું ઢીલું બોલે એ ન શોભે. મહાજનની તો માઝા પડવી જોઇએ.

તમે જપ્તીના વિચારથી જ ડરી શા સારુ જાઓ છો ? થવા દો એક વાર, એ નાટક ભજવાશે ત્યારે તમને યે ખબર પડી જશે કે આ રાજ્ય કેમ ચાલી શકે છે. પાંચ માણસો ભેગા કરવા દો, માલ લેવા દો, તેને ઉપાડનારા લાવવા દો, અને વેચવા દો અને પૈસા જમા કરવા તો દો. એમ કરીને તાલુકામાંથી ૬ લાખ ભેગા કરતાં તો ૩૦ વર્ષ લાગશે, કે ૩૦ વર્ષમાં પણ ભેગા નહિ થઇ શકે. હું ગામડે ગામડે ફરીને આજ મહિના થયાં પ્રજાનો ડર ભાંગવાનું જ કામ કરું છું અને તમારો પણ ભય ભાંગવા આવ્યો છું. પણ એક તરફથી જો હું માણસનો ડર કાઢવા માગું છું તેની જ સાથે પ્રભુનો ડર તમારા હૃદયમાં મૂકવા પણ માગું છું. તમે ઇશ્વરનો ડર રાખીને ચાલજો. તમારી પાસે ધનમાલ લાગવગની જે કંઇ સત્તા હોય તેનો ઉપયોગ પ્રજાનું ભક્ષણ કરવામાં નહિ પણ તેનું રક્ષણ કરવામાં કરજો. મહાજનની સત્તાનો ઉપયોગ જો ગરીબ પ્રજાનું હિત કરવામાં કરશો તો તમારો વેપાર ઊગશે. પણ યાદ રાખજો કે રાજ્યની મહેરબાનીથી તમે લાખ મેળવશો તે ખુદાની ખફગી આગળ

ઘડી પણ ટકનાર નથી. જ્યારે ઇશ્વર લેવા માંડશે ત્યારે આવડું મોટું રાજ્ય પણ આડો હાથ નથી દઇ શકવાનું. માટે બારડોલીના મહાજન વર્ગને મારી અરજ છે કે આ કામમાં તમારી ચાલાકી તમારી મુત્સદ્દીગીરી ન ચલાવશો. દિલ સાફ રાખીને આમાં પડજો. આ કાંઇ ખેલ નથી, આપણે કાંઇ સરકારની સાથે હોળી રમવા નથી નીકળ્યા. આ તો સત્યની લડાઇ છે, તેમાં જો સરકારના પક્ષમાં જૂઠ હશે તો સરકાર હારશે અને જો આપણા પક્ષમાં જૂઠ હશે તો આપણે હારશું.

તમારે તાલુકાની સાથે રહેવું જ છે તો એમ મોઘમ વાત ના કરો. તાલુકાને પૂરો વિશ્વાસ પડે એમ કરો, કે જેથી ગરીબ લોકો ગાફેલ ન રહે અને કોણ સાથે છે અને કોણ સાથે નથી તેનો બરાબર હિસાબ તેઓ રાખી શકે.

## બહારવટીઆ સાથે બહારવટીઆ

તમે સાથે રહેશો તો હું એટલું કહી શકું છું કે એમાં તમને લગારે આંચકો લાગવાનો નથી. નોટિસોનો ડર, ખાલસાનો ડર બધી માયા છે, નોટિસો તો ખેડા જિલ્લામાં લખી લખીને બિચારા તલાટીઓ થાકી ગયા હતા, એ લખવા આડે બીજું કામ કરી શકતા નહોતા, છતાં પ્રજામાં પાણી હતું તો બધો નોટિસોનો ઢગલો નકામો ગયો. એક એકર જમીન તો બાજુએ રહી પણ એક ગાડું ભરીને માટી પણ સરકાર સુરત લઇ જઇ શકે એમ નથી. તેને ભલે ખાલસા કરવા દો. જ્યાં સુધી તેનો ખાલસાનો એકેએક હુકમ પાછો નહિ વળે ત્યાં સુધી આપણી લડત અટકવાની નથી. ખાલસા કરવું સહેલું નથી. એ આ તાલુકાની જમીનો ખાલસા કરશે ત્યારે તમે જોશો કે આખા ગુજરાતના

ખેડૂતોને હું સળગાવીશ. એમ ખાલસા થાય જ નહિ. આ બહારવટીઆનું રાજ્ય છે શું? અને હોય તો આપણે પણ બહારવટીઆ છીએ. આટલું જાણતાં છતાં હજુ જો કોઇની છાતી ધડકતી હોય તો મારી સલાહ છે કે મુસલમાન હોય તે મક્કે ચાલ્યા જાઓ અને હિંદુ હોય તે કાશીએ પહોંચી જાઓ. અમે લડી રહીએ ત્યારપછી પાછા આવજો.

છેવટની એક જ વાત તમને મારે કહેવી છે. તમે ખેડૂતોને દગો ન દેશો. આખું હિંદુસ્તાન આજે તમારા તાલુકા સામે તાકી રહ્યું છે. તેની આબરૂ જાય એવું ન કરશો. બારડોલીનું નામ જગતમાં નીકળે એમ લડી બતાવજો.

*

* *

# વ્યાખ્યાન ૪ થું

## ખાલસા નોટિસો

[હવે ખાલસા નોટિસોનો મારો શરૂ થયેલો હોઈ ખાલસા નોટિસો મેળવવાને ભાગ્યશાળી બનેલા વણિક ભાઈઓને અભિનંદન આપતાં તા. ૩૧-૩-૨૮ ને રોજ વાલોડ ગામે આપેલું ભાષણ.]

**ભાઇઓ અને બહેનો,**

સરકાર બધાને નોટિસો આપતી નથી, કારણ એમાં એની હાંસી થાય એવું છે. એને તો 'ટટ્ટૂ માર્યે તેજી કંપે' એ હિસાબે જે ભડકણુ મનાતા હોય, જેની ડરપોક તરીકેની

શાખ હોય તેને પહેલા તોડવા છે. જો વાણિયાને તોડી પાડે તો ખેડૂતો મજબુત હોય તે પણ થથરી ઊઠે ને ભાંગીને ભૂકો થઇ જાય એવી એની ગણતરી. આપણે તો મેં કહ્યું છે તેમ જે દિવસે જમીનો ખાલસા કરશે તે દિવસે તાલુકામાં ઉત્સવ કરવો છે. કારણ પછી એને જમીન મહેસૂલ આપણી પાસેથી લેવાપણું જ રહ્યું નહિ હોય ને આપણને પણ તેની સાથે કોઇ જાતની લેવાદેવા નહિ રહી હોય. બાકી આ ભડકાવવાની જ બાજી હોય તો તેથી હવે આ તાલુકામાં કોઇ ડરે તેમ રહ્યું નથી.

## મહોબતની મુસીબત

આ આઠ નામોની પસંદગી કોણે કરી ?* તે કરવા કાંઇ સુરતથી કલેકટર નથી આવતા. સ્થાનિક અમલદાર જ તે કરે છે. મહાલકારીની બુદ્ધિમાં એમ આવ્યું કે વાલોડના વાણિયાઓ ઠીક ભડકાવવા જેવા છે. શાથી એની બુદ્ધિ એમ ચાલી એની મને ખબર નથી પડતી. શું એની જોડે તમારી મહોબત, એ તમારી જોડે બેસનારો ઊઠનારો રહ્યો તેથી ? ક્યારેક મહોબત એ મુસીબત લાવનારી થઇ પડે છે. તેથી હું કહું છું કે હમણાં તમે આવા અમલદારો સાથે મહોબત છોડી દો. અત્યારે તો અમલદારને તમારી મહોબતની પડી નથી, પોતાની નોકરીની પડી છે. ચાર છ મહિનામાં પોતાનું પેન્શન પાકું થવાનું છે, તે ખાતર તમારી પ્રતિજ્ઞા તોડાવવાને એ પોતાથી બનતું કરશે. એના મનમાં એવો વિચાર નહિ આવે કે જેમની સાથે આટલાં વર્ષ રહ્યો, જેમની સાથે મહોબત બાંધી, તે લોકોએ પ્રતિજ્ઞા લીધેલી

* આઠ વાણિયાઓ ઉપર નોટિસો આવી હતી તેનો અહીં ઉલ્લેખ છે.

છે, તોડશે તો દુનિયામાં તેમની હાંસી થશે, તેમને ઇશ્વરને ત્યાં જવાબ આપવો પડશે. ખરું જોતાં તો અત્યારે તેનો ધર્મ તમને પ્રતિજ્ઞા પર મજબુત રહેવાની સલાહ આપવાનો હતો. વધારે નહિ તો તે એટલું તો કહી જ શકત, કે હું અમલદાર રહ્યો એટલે મારી ફરજ બજાવીશ પણ તમે તમારા નિશ્ચયમાંથી ચળશો નહિ. પરંતુ એ ધર્મ બજાવવા જેટલું જીગર એ ક્યાંથી કાઢે? એ નોકરીનો મારેલો રહ્યો, નોકરી છોડવી એ તેને માથાનો ઘા છે. તેને બીજો ધંધો આવડે જ નહિ. ન પથ્થર ફોડતાં આવડે, ન રેંટિયો કાંતતાં આવડે કે ન ગુમાસ્તી કરતાં પણ આવડે. આ નોકરી જાય તો દુનિયામાં એને કોઇ રાખનાર ન મળે એટલે તે નોકરી જવાની બીકમાં રાતદિવસ ડરે છે. અને ડરકણનો હમેશાં એ સ્વભાવ હોય છે કે બીજા પોતાથી નાના દેખે તેમને ડરાવે. તેથી હું તમને કહું છું કે જેઓ પોતે ડરપોક છે તેમનાથી વળી શું ડરવું? નોકરી જેમને મન માબાપથી વહાલી છે તેનાથી તે શું ડરવું? કોઇ અમલદારથી બિલકુલ ન ડરો. તેમને તેમની બધી સત્તા અજમાવવા દો.

પણ અમલદાર પાસે સત્તા છે જ ક્યાં? તેને તો એક એટલી સત્તા છે કે નોટિસ કોને પહેલાં આપવી ને કોને પાછળથી આપવી. આપણે તો એકે એક જણ જમીનો ખાલસા થાય તે માટે તૈયાર થઇને બેઠા છીએ અને ગમે તેને પહેલા કે છેલ્લા પસંદ કરે તેમાં આપણને શો ડર છે?

## કોઇ નાગો ભૂખ્યો ન રહે

જે વણિક ભાઇઓને નોટિસો મળી છે તેમને હું મુબારકબાદી આપું છું અને કહું છું કે તમે પોતે તો આજે એમ જ સંકલ્પ કરી લ્યો કે જે દિવસથી નોટિસો મળી તે

દિવસથી તમારી જમીનો ગઇ જ છે. આમ માનીને નિરાંતે ઊંઘો. આ તાલુકામાં જ્યાં સુધી આ લડતનો નિકાલ થયો નથી ત્યાં સુધી કોઇ જમીન એક માણસની નથી, પણ સૌની છે એમ આપણે માન્યું છે. તેથી જેની ગઇ તેની એકલાની નથી ગઇ પણ બધાની મઝિયારી ગઇ છે. લડત ચાલે છે ત્યાંસુધી આપણે કોઇને નાગો ભૂખ્યો રહેવા દેવાનો નથી. ઘરમાંથી મળશે ત્યાંસુધી ઘરમાંથી અને નહિ તો બહારથી માગી લાવી એકેએકને ખવડાવીશું.

## સરકારની ભેદનીતિ

આ નોટિસો કાઢવાનો એક બીજો હેતુ આપણને અંદર અંદર લડાવવાનો છે. શાહુકારને એમ લાગે કે આ તો અમે માર્યા ગયા, ખેડૂત ઉપર તો કાંઇ નોટિસો આવી નહિ. આવી ભેદનીતિ વાપરીને તે રાજ્ય ચલાવવા માગે છે. પણ એવી કોઇ ચાલાકીની બાજી આપણે ફાવવા દેવી નથી. શાહુકારોને ખાલસાનો ડર બતાવીને, બીજા જમીન રાખનારાઓને લાવવાની ધમકી બતાવીને આપણો સંપ તોડવાની એ દાનત રાખે છે અને ફલાણા પટેલે ભર્યા ને ઢીંકણા પટેલે ભર્યા એવાં જૂઠાણાં ચલાવીને ખેડૂતોને તોડવાની અમલદારો પેરવીઓ કરે છે. પોતે ખેડૂતોના મોટા હિતેશરી હોવાનો દેખાવ કરીને તે કહે છે કે જુઓ સરકાર ખેડૂતને કનડવા માગતી નથી, પણ તેઓ મહેસૂલ નહિ ભરે ને જમીનો ખાલસા કરવામાં આવશે ત્યારે તેમને ચડાવનારા બહારના લોકો આડો હાથ દેવા નહિ આવે! એને આવાં કોઇ જૂઠાં કર્મ કરતાં આંચકો આવે એમ નથી. માટે જ તમને કહું છું કે અમલદારોને અત્યારે દૂરથી જ નમસ્કાર કરજો.

## અમલદારી નહિ ચાલે

પાસેના હથુકા ગામની વાત સાંભળીને મને ઝાટકો લાગ્યો છે. ગામમાંથી વેઠિયો ન મળ્યો ત્યારે મહાલકરીએ પટેલનો જવાબ માગ્યો કે વેઠિયો કેમ આવતો નથી? પણ એમાં પટેલને શું પૂછવાનું હતું? વેઠિયો કંઇ થોડો જ ગુલામ હતો? તે સમજી ગયો હતો કે એ કામ ચંડાળનું હતું એટલે ન કરાય. પણ મહાલકરીએ આટલાં વરસ લોકોની વચ્ચે રહી નોકરી કર્યા પછી પટેલને સંભળાવ્યું કે વેઠિયો નહિ કરે તો તમારે વેઠ કરવી પડશે! આમ અમલદાર જો મર્યાદા છોડીને વાત કરે તો પટેલને પણ કહેવાનો અધિકાર છે કે જો વેઠિયો ન આવે તો પટેલ વેઠિયો બને, તો જ્યારે પટેલ પણ ના પાડે ત્યારે મહાલકરીને જ વેઠિયા બનવું પડશે! આ રીતે જો અમલદારો ચાતરી જશે તો તેમની થોડી આબરૂ રહી છે તે પણ જશે. પણ આપણે જાણીએ છીએ કે—

"નોકર બિચારા કયા કરે, લૂણ પરાયા ખાય!"

ખૂણામાં ભરાઇને મિજાજ કરવા એ કોઇ અમલદારને શોભતું નથી. આપણી લડત તો સત્યાગ્રહની છે અને કોઇ અમલદારની આબરૂ જાય એવું આપણે કરવું નથી. પણ જો એ લોકો માઝા મૂકશે ને પોતાની અમલદારી ચલાવવા જશે તો હું કહું છું કે સરકારનું તેજ હણાય એ માટે તો આ લડત મંડાઇ છે. અને તે ઉપાડવાની સરકારે જબરજસ્તીથી લોકોને ફરજ પાડી છે. હવે તેનાં પરિણામો આવે તે તેણે અને તેના અમલદારોએ ભોગવવાં જ રહ્યાં.

## સરકાર: પોકળ ચીજ

હું કાંઇ અહીં ખેલ કરાવવા નથી આવ્યો. આ રમત માંડી નથી. આ ભયંકર વસ્તુ છે. લડત માંડી છે તે પાછી

વળે તેમ નથી. સરકારને અને જગતને ખબર પડવા દો કે આ મરણિયાના ખેલ છે, નાટક ન હોય. ૧૯૨૧ ની સાલના પાઠ તે એકડા વિનાનાં મીંડાં નહોતાં એ આપણે બતાવી આપીશું. આજ દેશમાં જોઇતી હવા નથી, કોમ કોમ વચ્ચે સંપ નથી, નહિ તો સ્વરાજ્ય તો રમતમાં હાથ કરી શકાય. આ રાજ્ય તો એક પોકળ ચીજ છે. સરકારનો ભય એ તો મિથ્યા ભય છે. ભૂતના ભડકાનો ભય જેવો ખોટો છે તેવો આ ભય ખોટો છે. જેમ ભૂત એ કોઇ ચીજ ન હોવાથી નજરે દેખી શકાતું નથી તેમ સરકાર પણ નજરે દેખી શકાય તેમ નથી. કારણ કે તે કોઇ એક ચીજ નથી. કોઇ તેને દેખી શકતા હો તો મને બતાવો. હું તો દેખતો નથી. કારણકે તે ભૂત જેવી છે. સરકાર એટલે કોણ? સરકાર એટલે કલેકટર? સરકાર એટલે મામલતદાર? કે ફોજદાર? કે તલાટી? કે વરતણીઓ? એ બધાની મળીને સરકાર બનેલી છે એટલે તેનો કયાં પત્તો લાગે? એટલે એ તો આંખ મીંચીને માની લીધેલી ભ્રમણા માત્ર છે. બધું આપણા માણસોથી જ ચલાવવામાં આવે છે. આપણો જ પટેલ ને આપણો જ તલાટી, આપણો જ મહાલકરી ને આપણો જ મામલતદાર. બહારનો તો કોઇ રાજ્ય ચલાવવા આવતો દેખાતો નથી. બહુ બહુ તો ડેપ્યુટી કલેકટરને મોકલી આપે, પણ તે યે આપણો જ માણસ. તેમને જણાવી દો કે તમે કોઇ અમારા નથી. અમારા હોય તે આમ એકે ભર્યાની ખોટી વાતો કહી બીજાને ફસાવવાનું કરે? બારણાં અડકાવી લોકો જોડે વાતો કરે? હું જેમ મારી વાત છડેચોક જાહેર સભામાં કહું છું તેમ તેમની સત્ય હોય તો અમલદારો કાં ન કરે? પણ સરકારના દિલમાં ચોરી છે. અમલદારોને તો હું કહું કે

પાડેપાડા લડે ને ઝાડનો ખો નીકળે એમ જોજો ન થાય. કારણુ બીજી તરફથી જ્યારે પટેલો વેઠ કરવાની ના કહેશે ત્યારે સરકાર તો તેમની જ પાસે વેઠ કરાવશે. સરકાર કાંઇ બીજાને ઓળખતી નથી. તે કાંઇ પટેલને સીધો કાગળ નથી લખવાની, પણુ મહાલકરીને જ લખશે. આ અમલદારો, સરકારની જરા આકરી આંખ જુએ તેવા જ ફફડી ઊઠે છે, જાણે સરકાર પ્રજાના ઉપર સ્ટીમ રોલર ફેરવશે કે શું શું કરી નાંખશે એમ જ તેમને થાય છે. પણુ એ લોકોમાં નથી પ્રજાને ઓળખવાની શક્તિ, કે નથી સરકારને ઓળખવાની શક્તિ. સરકાર કંઇ કોઇ અમલદારને એવી લબાડી કરવાનું કહેતી નથી. પણુ આટલા ધમપછાડા છતાં પૈસા વસૂલ નથી થતા ત્યારે એ લોકના ઉપર કાગળો આવે કે કેમ વસૂલ નથી કરતા ? આથી આ અહીં ધમધમાટ કરી મૂકે છે.

## લૂંટારાનું રાજ્ય ?

હું એ શીખવવા માગું છું કે આ સરકારનું રાજ્ય કેવળ તમારી નબળાઈ ઉપર જ ચાલે છે. નહિ તો જુઓને. એક તરફથી તો વિલાયતથી મોટું કમિશન પ્રજાને શી રીતે જવાબદાર તંત્ર આપવું તેની તપાસ કરવા આવ્યું છે, એ વરસમાં મુલકી ખાતું લોકોને સોંપી દેવાની વાતો ચાલે છે; અને બીજી તરફથી અહીં જમીનો ખાલસા કરવાની બાજી સરકાર ગોઠવે છે! એ બધા ખાલી તડાકા છે. જેને સરકારી નોકરી કરવી છે એને ભલે એમાં ડર લાગે, ખેડૂતના દીકરાને એમાં ડરવાનું કારણુ નથી. તેને તો વિશ્વાસ હોવો જોઇએ કે આ જમીન અમારા બાપદાદાની હતી અને અમારી જ રહેશે. ખેડૂતની જમીન એ તો કાચો પારો છે, જે તેને આવી સ્થિતિમાં લેશે તેને ફૂટી નીકળશે. દસ વરસ ઉપર દેશમાં સુધારાનું તંત્ર નહોતું ત્યારે પણુ ખેડા જિલ્લામાં એક

વીઘું જમીન સરકારથી ખાલસા થઇ શકી નહોતી, તો હમણાં થઇ શકશે ? નાહકનાં દફતરો બગાડે છે. એમ જમીનો ખાલસા થશે ત્યારે તો આ કચેરીના મકાનમાં મહાલકરી નહિ રહેતો હોય, ને અહીં અંગ્રેજી રાજ્ય નહિ હોય પણ લૂંટારાનું રાજ્ય હશે. હું તો કહું છું કે લૂંટારાને આવવા દો. આવા વાણિયાના રાજ્યમાં રહેવા કરતાં તેના રાજ્યમાં રસ પડશે. તાલુકાના લોકોને હું કહું છું કે કોઇ ડરો નહિ. દોઢ મહિનામાં તમારામાં કેટલો ફેર પડી ગયો તે તપાસો. પહેલાં તમારા ચહેરા પર કેટલી ભડક ને ફફડાટ હતાં ? એક બીજા જોડે બેસતા પણ નહિ. અને આજે ? આજે મહાલકરી તો માત્ર આ ડેલાનો જ છે, મકાનની બહાર તેનો અમલ રહ્યો નથી. હજી જુઓ તો ખરા, આમ ચાલ્યું તો વખત ગયે એને ચપરાસી પણ નહિ મળે.

તમારી જમીનો માટે બહારના ઘરાકો લાવવાની સરકાર વાતો કરે છે, પણ તાલુકાના લોકો બધી ગણતરી ગણીને બેઠા છે. ૧૯૨૧ ની ગર્જના કરી હતી તે ડરનારી પ્રજાના જોર પર કરી હતી શું ? તે વખતે સંજોગ વીફર્યા ને કસોટી ન થઇ. આજે એ કસોટી ભલે થાય. અને એમાં કયું જોર જોઇએ છે ? પંદર રૂપિયાના ભાડૂતી માણસોને ભેગા કરીને જો સરકાર એનાં લશ્કરો ઊભાં કરે છે, અને એ જ લશ્કરો સમજણ વગર, સ્વાર્થ વગર લડાઇના મેદાનમાં જઇને ભડોભડ મરે છે તો તમે તો હજારોના ખાતેદારો છો, ને તમારે તો તમારા વતનને ખાતર અને તમારાં છોકરાઓના રોટલાને ખાતર લડવું છે. આવી લડત તો કોણ અભાગીઓ હોય કે ન લડે ? હું તો ઇચ્છું છું કે આ લડત ભલે લાંબી ચાલે. અહીં બેઠા આપણે આખી ગુજરાતના ખેડૂતોને પાઠ શીખવીશું.

# વ્યાખ્યાન ૫ મું

## ધર્મનો યજ્ઞ

[તા. ૧૦-૪-૨૮ ને રોજ ગાયકવાડી નવસારી તાલુકાના ગામ સીસોદરામાં ખેડૂત ભાઈબહેનોની વિશાળ મેદની સમક્ષ ખુવાર થવાના પાઠ શીખવતું તેમજ પરદેશી કાપડ, બાળલગ્ન તથા ખોટા વરા માટે ચાબખા લગાવતું આપેલું ભાષણ.]

**ભાઇઓ અને બહેનો,**

આ કામમાં ખેડૂતોની સ્ત્રીઓ, બહેનો ને બાળાઓ જે રસ લઇ રહી છે તે જોઇને હું ઘણો જ રાજી થાઉં છું. તમારા રસ પરથી તમને ખબર હોય એમ ચોખ્ખું દેખાય છે કે બારડોલી તાલુકામાં એક યજ્ઞ ચાલી રહ્યો છે; બારડોલીના ખેડૂતોએ ખેડૂતોના ઉદ્ધારની એક લડત આરંભી છે. એ ધર્મયુદ્ધમાં ત્યાંના ખેડૂતોએ પોતાનું સર્વસ્વ હોમવાની અને ખુવાર થવું પડે તો પણ પાછા ન હઠવાની પ્રતિજ્ઞા મારી પાસે લીધી છે. એ ખેડૂત ઉપર સરકારે જુલમ ગુજાર્યો છે, એના પર ભારે અન્યાય કર્યો છે, અને ઇન્સાફ માટે જેટલા કરી શકાય તેટલા પ્રયત્નો કરવાં છતાં રાજ્ય તરફથી ખેડૂતને દાદ મળી નથી, ત્યારે છેવટે થાકીને લોકોને સરકાર સાથે લડી લેવાનો નિર્ણય કરવો પડયો છે. એવા સંજોગોમાં સરકાર સામે પોતાના હકનું રક્ષણ કરવા લડવું એ ખેડૂતનો ધર્મ છે. જે ખેડૂતો ન્યાય ખાતર લડવા તૈયાર

નથી થતા, અને રાજ્ય જેટલો બોજો નાંખે તેટલો મૂંગે મોઢે ઉપાડયે જ જાય છે તે ખેડૂત નથી, તે તો જનાવર જ છે. તેવો ખેડૂત પોતાનાં બચ્ચાંનો દ્રોહ કરે છે, સ્વમાન અને ઇજ્જત આબરૂ ગુમાવી બેસે છે. આ વાત બારડોલીના ખેડૂતો સમજી ગયા છે એટલે બારડોલી તાલુકાના ગામેગામ ખેડૂત બહેનો પણ પુષ્કળ રસ લઇ રહી છે.

## બારડોલીમાં ગુજરાતનું હિત

તમે તો વડોદરા રાજ્યની પ્રજા છો, તમારી પાસે હજુ ખેડૂતના સામાન્ય લાભની કંઇ વાત મેં કરી નથી. તમારી કશી સેવા પણ મેં હજી કરી નથી છતાં તમે આટલો રસ ધરાવો છો, પડોશીઓ પ્રત્યે આટલી દિલસોજી રાખો છો એ જોઇ મને આનંદ થાય છે. હું ગુજરાતના ખેડૂતોમાં પ્રાણ ને ચેતન પ્રસરતું જોઉં છું. એ ચેતન હજુ વધે, ગુજરાતનો ખેડૂત બહાદુર થાય, રાત દિવસ પરસેવો પાડી તે જે કંઇ પેદા કરે તે તેની પાસેથી કોઈ ખૂંચવી ન શકે, એ પોતાનો રળેલો રોટલો સુખેથી ખાય, એમ હું ઇચ્છું છું. બારડોલીના ખેડૂતો પર એક લાખ પાંચ હજારનો વધારો થયો ત્યારે મેં કહ્યું કે વધારો તમે ભરો કે ન ભરો એનું મને દુઃખ નથી, પણ તમે બધા એ અન્યાય છે એમ જાણો છો તે છતાં ડરના માર્યા શા માટે ભરો? કોઇ કોઇ કહેતા કે અન્યાય તો છે જ પણ સત્તા આગળ શાણપણ શી રીતે ચાલે? મીણનો હાકેમ પણ લોઢાના ચણા ચવડાવે ત્યાં આવડી મોટી સત્તા સામે તો આપણું શું ગજું! મેં તેમને સમજાવ્યું, કે આ જ અજ્ઞાન છે, ખોટી ભડક છે. સત્તા તો, જો સમજો તો, તમારી પાસે જ છે. રાજ્યની પાસે કશી જ સત્તા નથી. મેં તેમને તેમનું

બળ ઓળખાવ્યું, અને તેમને તરત જ ગમ પડી ગઇ. મેં તો તેમની પાસે એટલી જ પ્રતિજ્ઞા માગી કે રાજીખુશીથી કે ડરીને પૈસા ન ભરો, સરકાર લૂંટીને ભલે વસૂલ કરી લે. તો એમ માનશું કે આ તાલુકામાં લૂંટારા આવ્યા હતા. આ વાત તેમણે માની તો આજે બારડોલીના ખેડૂત તરફ તમામ ખેડૂતો અને તમામ ગુજરાતની પ્રજા નજર માંડી રહી છે. દરેક ખેડૂત સમજે છે કે બારડોલીનો ખેડૂત જે લડત લડી રહ્યો છે તેમાં એકલું બારડોલીનું જ નહિ, પણ દેશના બધા જ ખેડૂતોનું હિત સમાયેલું છે.

## ખુવાર થાઓ

બારડોલીના ખેડૂતોને, બહેનોને તેમ જ ભાઇઓને, બાળક બુઢ્ઢા સૌને હું અત્યારે એ જ મંત્ર આપું છું, કે દેશના ખેડૂતોને ખાતર ખુવાર થાઓ, ભિખારી થાઓ. જગતમાં આવ્યા ત્યારે શું લાવ્યા હતા? અને જશો ત્યારે શું લઇ જવાના છો? જગતના સ્વામીને આપવું હોય છે ત્યારે ઢગલો કરી દે છે, લઇ લેવું હોય છે ત્યારે ઘડીના છઠ્ઠા ભાગમાં બધું લઇ લે છે. તેને કોઈ રોકી શકતું નથી. કરોડપતિઓ આપણી નજર સામે ભિખારી બની જતા જોઇએ છીએ, મોટાં મોટાં રાજ્યો પલકારામાં પાયમાલ થતાં નજરે જોઇએ છીએ, છતાં ખેડૂત જેવો પ્રામાણિક માણસ, જેને કોઇ બૂરું વ્યસન નથી, જે કશો ગુનો કરતો નથી, જે જાતમહેનતનો રોટલો ખાનારો છે, જે ઇશ્વરથી ડરનારો છે તેને બીજા કોનો ડર? જગતમાં રોજ સેંકડો જન્મે છે ને સેંકડો ચાલ્યા જાય છે. જેની તૂટી તેની એક મિનિટ માટે પણ કોઇથી સાંધી શકાતી નથી, પછી ભલે તે મોટો શહેનશાહ હોય, અને જેની આવરદા તૂટી નથી

તેની એક ક્ષણુ પણુ મોટી સલ્તનતની તોપ બંદૂકો કમી કરી શકતી નથી. તો પછી શા માટે ડરવું? બારડોલીનો ખેડૂત આ મારી વાત સમજી ગયો છે. તેને મેં કહ્યું છે કે ડરો તો મેલું કામ કરતાં ડરો, જીભથી જૂઠું બોલતાં ડરો, કોઇનાં ગળાં કાપતાં ડરો, કુસંપ કજિયાથી ડરો. પણુ ખોટો ડર છે તે તો કાઢી જ નાંખો. આ ધરતી પર જો કોઇને પણુ છાતી કાઢીને ચાલવાનો અધિકાર હોય તો તે ધરતીમાંથી ધનધાન્ય પેદા કરનાર ખેડૂતને જ છે.

## ખુશામત છોડો

હું તો બારડોલીના ખેડૂતોને દુ:ખના પાઠ આપવા માગું છું. જ્યાં સુધી ખેડૂત સમજપૂર્વક દુ:ખ સહન કરતાં શીખે નહિ ત્યાં સુધી તે બહાદુર બની શકે જ નહિ. ખેડૂત અજ્ઞાનથી તો ઘણાં યે દુ:ખો સહન કરે છે, પણુ હું એ માગું છું કે તેમણે જ્ઞાનપૂર્વક દુ:ખો વહોરી લેવાં જોઇએ. સરકાર અન્યાય કરે ત્યારે સામા થતાં અને તેમ કરતાં દુ:ખ આવી પડે તે સહન કરતાં શીખવું જોઇએ. અમલદારોને મોઢે મીઠું મીઠું બોલવું ન જોઇએ. ગુજરાતના ખેડૂતમાં એ મોટી એબ છે. ખુશામતની આદત કાઢી નાંખી અમલદારને સભ્યતાપૂર્વક છતાં સીધેસાધું કહેવા હિંમત કેળવવી જોઇએ. કોઇ અમલદાર તમારે આંગણે આવી ચડે તેને ભૂખ્યો ન રહેવા દેવો એ અતિથિધર્મ પાળો, પણુ તેના તેજમાં તણાઇ તેની ખુશામત કરી તમારું તેજ ઝાંખું ન થવા દો.

એ જ વાત બારડોલીના તમામ પટેલોને હું સમજાવું છું કે સાચી પટેલાઈ પ્રજાની સાથે રહેવામાં છે. પ્રજાની આફત વખતે જે પ્રજાના પક્ષમાં ઊભો ન રહે તે

પટેલ શાનો ? એ તો અઢી આનાની રોજીનો વેઠિયો કહે-વાય. અઢી આનામાં પોતાના જ ભાઇનાં ગળાં કાપવાં એ કરતાં તો પેટ ફોડી નાંખવું સારું, અથવા કપાસ વીણવા જાવ તો ગે ચાર આના મળે અને પોતાનું માન જળવાય.

આ રાજ્યરુપી ગાડાંને બે પૈડાં છેઃ એક પટેલ ને બીજો તલાટી; અથવા સરકારની ગાડીના એ બે બળદ છે. આ બળદ રાત દિવસ ખૂબ ફટકા ખાય છે, ગાળો ખાય છે, કોઇ કોઇ વાર જરા ગોળ ચટાડે છે તે મીઠો લાગે છે ને માર ને ગાળ બધું ભૂલી ગાડું ખેંચે છે. મારી આવી ઉપમાથી કોઈક પટેલને માઠું લાગે છે, પણ હું તમને માઠું લગાડવા ઇચ્છતો નથી, હું તમારો દુશ્મન નથી, પણ તમારો ધર્મ તમને બતાવવા માગું છું. સરકાર રૈયતની દાદ સાંભળ્યા વગર મહેસૂલમાં વધારો કરે અને પછી રૈયત તે ભરવાની ના કહે ત્યારે જપ્તી કરવાનું મેલું કામ પટેલ તલાટીને સોંપે. કોઇ મોટા અમલદાર એવાં કામ કરવા આવતા નથી. તેને મોટો પગાર મળે એટલે તે શેનો આવે ? એવાં કામ તો નાના પગારવાળાનાં જ !

## મોખરાના ઘા પટેલ ઝીલે

ભંગી બિચારો પાયખાનાં સાફ કરે તેને પરાણે પેટ ભરાય તેટલું મળે, પણ જેને ગાદીએ ચડીને હુકમ જ ચલાવવાના તેને મોટા પગાર, મોટા વૈભવ મળે ને એ પુણ્યશાળી ગણાય ! એ બધું ખોટું છે. એટલે જ હું પટેલોને સમજાવું છું કે પટેલાઇ તો એવી કરો કે જેમાં ગામનું કલ્યાણ થાય. અઢી આનાના મળતર ખાતર લોકો પાસે અભિમાન કરવું અને અમલદાર પાસે તો માથું ખજવાળતાં ઊભા રહેવું એ પટેલાઈ નથી. સરકાર ખેડૂતને પાંગળો, જૂઠો હિંમત વગરનો ગણી મરજીમાં આવે તેમ દંડતી જ રહે

અને તમે નીચી મૂઠી રાખીને એ બધું સાંખ્યા કરો તો તમે પટેલ શાના ? આપણા બે પગમાંથી એક ઉત્તર તરફ ચાલે ને બીજો દક્ષિણ તરફ તો બે ડગલાં પણ ચલાય નહિ! તેમ સરકારના બે પગમાંથી પટેલ કે જે આપણો પોતાનો આપેલો પગ છે તેને તમારી સાથે રાખો. આ બ્રિટીશ રાજ્ય અને તેની નકલ કરનારાં બીજાં બધાં રાજ્યો આ બે પગ પર જ ચાલે છે, કોઇ રાજ્ય તોપ કે પોલિસ પર ચાલતું નથી. તોપ પોલિસની અખૂટ સામગ્રી છતાં જમીન મહેસૂલ આ બે વિના વસૂલ થઇ શકે જ નહિ. બોરસદ તાલુકામાં હૈડીઆ વેરો નાંખ્યો ને લોકોએ સત્યાગ્રહ કર્યો ત્યારે પોલિસ પાસે જપ્તી કરાવવા માંડેલી. તે વખતે આ દરબાર સાહેબે એક જ પત્રિકા કાઢી કે આ તે પોલિસ કે કૂલી ? તે દિવસથી પોલિસે તે કામ કરવાની સાફ ના સંભળાવી દીધી. જપ્તીનું કામ પટેલ તલાટી સિવાય કોઇથી થઇ શકે જ નહિ. તેમાંથી પટેલને હું ખસી જવા સમજાવું છું. તલાટી પગારદાર માણસ રહ્યો, ગુજરાનનું બીજું સાધન તેને સૂઝે નહિ તેથી તેને સમજ નહિ પડે તો એ ભલે તેની નોકરી કર્યા કરે, પણ ખેડૂતને ખેડૂતની મારફત જ્યારે મારવા માગે ત્યારે તે કરતાં પટેલાઇ છોડી દેવી એ જ ધર્મ છે. ખેડૂત જો હરામખોરી કે દાંડાઇ કરતો હોય તો પટેલ તેને વારે, પણ જ્યારે તેના પર જુલમ થતો હોય ત્યારે સાચા પટેલે તો મોખરાના ઘા ઝીલવા રહેવું જોઇએ. સરકારને ત્યાં મહેસૂલ વસૂલ નથી થતું એથી મને રસ ચડતો નથી, પણ બારડોલી તાલુકાના ખેડૂતના મોં ઉપર તેજ આવ્યું છે, તેમને સમજણ પડી ગઇ છે, આજે આખા તાલુકામાં ઉત્સવ ચાલી રહ્યો હોય એમ ત્યાંનાં ભાઇઓ અને બહેનો વર્તી રહ્યાં છે એ દેખાવથી મને આનંદ થાય છે. ખેડૂતો

તો શું, ત્યાંના વાણિયામાંથી પણ ભડક ભાંગી ગઇ છે. ખાલસા નોટિસો આવી એટલે વાણિયાઓએ પણ ધડાધડ જવાબ આપ્યા કે અમે તો જમીનો નહાઇ નાંખીને બેઠા છીએ, અમે ખેડૂતને પડખેથી ખસવાના નથી. એનું નામ સાચા વેપારી, સાચા શાહુકાર. બીજા તો વેઠિયા. અને હું તો વેઠિયાઓને પણ સમજાવું છું કે એવું નામ કાઢી નાંખો. માણસને વેઠિયો કહેવાય? એ તો સરકારે પાડેલાં નામ છે. કોઇની વેઠ ન કરો. આ જમીનું કામ, પારકા ઘરમાં પેસી જુલમનો માલ ઉપાડવો, એ તો વેઠથી પણ ભૂંડું કામ છે. બીજો ધંધો ન જ મળે ત્યારે પેટને ખાતર માણસ વેઠ પણ કરે, પણ આ તો લૂંટ કરવા જેવું છે તેમાં તમે કેમ ભાગ લઈ શકો?

## ખેડૂતોનું સંગઠન

ખેડૂતને આજે હું એક જ વાત સમજાવવા ઇચ્છું છું. ગુજરાતનો ખેડૂત કંગાલ એટલા જ માટે છે કે તેનામાં સંપ નથી, એક બીજાનું ખોદે છે, ભાઇ ભાઇની ચડતી સહન કરી શકતો નથી. ખેડૂતોએ તો અત્યારે એવું સુંદર સંગઠન કરવું જોઇએ કે ગુજરાતના કોઇપણ છેડા પર એક પણ ખેડૂત નાગો ભૂખ્યો ન રહે, ને એક ખૂણે ચોટ લાગે તો આખું ગુજરાત ઊભું થાય. દુનિયાના દરેક દેશમાં આજે ખેડૂત અને મજૂર રાજ્યમાં મોટામાં મોટો હિસ્સો માગે છે, કારણ એ બે જ દુનિયાના સાચા કમાનાર છે. તે વખતે આપણે શું અંદર અંદર કજિયા કરી મરીશું? માટે આપણે પણ જગત સાથે ચાલો.

## ખેડૂતોનાં દર્દ

આજે હું ગુજરાતના ખેડૂતની સાથે આટલી જ વાત કરું છું, બાકી જો સમય હોય તો ખેડૂતને માટે બહુ બહુ

વાતો કરવાની છે. મારું પેટ ખેડૂતોનાં દર્દથી ભર્યું છે. આપણી મહેનતથી જે કપાસ પકવીએ તે આપણે પરદેશ મોકલી દઇએ છીએ, અને ત્યાંથી કપડું વણાઇ આવે તે પરસેવાના પૈસા ખર્ચી ખરીદીએ છીએ! વચ્ચે દલાલો કેટલું ખાઇ જાય છે! જો અહીં જ કાંતી લઇએ ને કપડાં વણાવી લઇએ તો કેટલા પૈસા દેશમાં જ રહે? પણ ખેડૂત એ સરળ વાત સમજતો નથી અને ગમારની માફક ખરા પરસેવાના પૈસા ગુમાવે છે. મારું ચાલે તો હું ગુજરાતના ખેડૂતને પરદેશી કાપડને અડવા પણ ન દઉં. આ બહેનો અહીં જે કપડાં પહેરીને બેઠી છે તે એઠાં છે, અપવિત્ર છે, એવાં કપડાં પહેરીને કરેલી રસોઇ ખાવી એમાં પણ પાપ છે. આ પરદેશી કપડાં પહેરવામાં આ દેશનાં ગરીબોનું મોત છે. જો આપણાં પોતાનાં વસ્ત્રો પહેરીએ તો ગુજરાત ફરીથી હિંદુસ્તાનનો બગીચો બની જાય અને કોઇ ગરીબ ન રહે.

બીજી પણ વાત કરી લઉં કે આ ઢીંગલા ઢીંગલી જેવડાં બાળકો પરણાવો એ શું? બાળક બોલતાં પણ ન શીખે તેટલામાં એને પરણાવી દો એ તો બાળહત્યા જ કહેવાય. તમારો તો રાજા પણ સમજુ છે, જાતજાતના કાયદાઓ કરી તમારામાં સુધારો આવે તેમ પ્રયત્ન કરે છે. તમારા રાજાની કેટલીક ખાસીઅતો છે જે પ્રજાના હિતની છે. જ્યાં તે ગેરઇન્સાફથી વર્તે ત્યાં તેની સામા પણ થઇએ, પણ આવી આપણા જ હિતની વાત કહે તે કેમ ન સમજીએ?

તમો અજ્ઞાનથી વરાઓ કરો છો. એક દિવસની ઉજાણી કરી તમારાં જ બાળકોની જિંદગીની મૂડી ખુવાર

કરી નાંખો છો! આવી કેટકેટલી વાતો તમને કરવા ઇચ્છું છું પણ અત્યારે તો પ્રથમ ખેડૂતો સ્વમાનવાળા ટેકીલા થાય એ શીખવવા માગું છું. ખેડૂત કોઇથી ડરે નહિ એ શીખવવા માગું છું. નિડરતા એ હું ખેડૂતને માટે પહેલો પાઠ સમજું છું. તે આવશે તો બીજી બધી વસ્તુઓ તે તરત સમજી જશે એવી મારી ઉમેદ છે. આજે તો તાલુકે તાલુકે ને ગામડે ગામડે એવાં સંગઠન થઇ જવાં જોઇએ કે ખેડૂતને કોઇ લબાડ ન કહી શકે, તેના બોલને ઠોકરે ન મારી શકે, તેને થપાડ મારીને ડરાવી દબડાવીને પૈસા લેવાની કોઇ હિંમત ન કરી શકે.

## ધર્મનો યજ્ઞ

મને શરૂઆતમાં લોકો કહેતા કે બારડોલીની જમીનો ખાલસા થશે તો ગાયકવાડીમાંથી લેનારા આવશે. હું એવી વાત માનતો નથી. બારડોલીના ખેડૂતોની જમીન તો બારડોલીના જ ખેડૂતો ખેડશે. જ્યારે જમીનો ખાલસા થશે ત્યારે તો બારડોલીમાં ચાલી રહેલા યજ્ઞકુંડમાંથી એટલી જ્વાળાઓ પ્રગટશે કે દેવતાઓ દર્શન કરવા ઊતરી આવશે. જો બારડોલીના ખેડૂતો સાચા હશે, અને ખુવાર થવાને તૈયાર હશે તો મેં એક પણ માણસ જોયો નથી કે જે બારડોલી તાલુકાની જમીન પડાવી લેવાની હિંમત કરી શકે. જે કોઇ આવશે તે સહાનુભૂતિ બતાવવા જ આવશે. આ તો ધર્મનો યજ્ઞ છે.

*

* *

# વ્યાખ્યાન ૬ ઠ્ઠું

## કલેક્ટર–કમિશનરની પધરામણી

[ લગભગ અઢી મહિના સુધી બારડોલીના ખેડૂતો હાથપગ જોડીને બેસી રહ્યા અને મહેસૂલ નહિ ભર્યું ત્યારે કલેક્ટર સાહેબને દરિયાકાંઠાની હવા ખાવાની છોડી ભર ઉનાળામાં તાલુકામાં ફરવા આવવું પડ્યું, કમિશનરને પણ સુરતમાં મુકામ નાંખવો પડ્યો, અને વધારામાં, બે નવા જપ્તી અમલદારો પણ એક બે દિવસમાં આવવાના હતા: એવી પરિસ્થિતિમાં રામપરામાં આપેલું ભાષણ. ]

**બહેનો અને ભાઈઓ,**

આજે જો દેશને કોઈ અસાધ્ય રોગ લાગુ પડેલો હોય તો તે આપણાં શહેરો છે. જેટલાં શહેર તેટલાં દેશને શરીરે ગૂમડાં થયાં છે એમ સમજો. એમાંથી રાત દિવસ હિંદુસ્તાનના લોહીનું પરૂ થઇ વહ્યાં કરે છે. દેશનું સાચું લોહી એ ગામડાં છે. લોહી ચૂસાઇ ખેડૂત મજૂરોનાં હાડ-માંસમાંથી નસેનસ ચૂસાઇ ગડગૂમળ થઇ તેનું પરૂ ( પસ ) વહે છે ને શરીર ચૂસાય છે. આથી ગામડાં પાયમાલ થઇ રહ્યાં છે ને શહેરો પણ સુખી થઇ શકતાં નથી. આ સ્થિતિ મટાડવી એક ખેડૂતના જ હાથમાં છે, બીજો કોઇ તે સુધારી શકે તેમ નથી. દેશમાં વિદ્વાનો તો ઘણા યે પડ્યા છે. તેઓ ખાસા દેશદાઝ અને લાગણીવાળા લોકો છે. પણ ખેડૂત જ્યાં સુધી પોતાનો ઉદ્ધાર કરવાનું પોતાના જ હાથમાં ન લે ત્યાં સુધી એમનાથી તમારું કશું બની

શકે તેમ નથી. આપ મૂઆ વિના સ્વર્ગે ન જ જવાય. માટે તમે તૈયાર ન થાઓ ત્યાં સુધી બીજાઓથી આ કામ થાય એમ નથી. હું ખેડૂત હોઇ આ વાત તમને સંભળાવું છું. હું પૂરા અનુભવ પછી જોઇ શકયો છું કે હવે એવો વખત આવ્યો છે કે ખેડૂતે પોતાનો ઉદ્ધાર પોતાને હાથે જ કરી લેવો જોઇએ.

## પટેલો કેવા હોવા જોઇએ ?

આજે અઢી મહિને કલેકટર સાહેબે આપણા તાલુકામાં ગઇ કાલે પહેલી વાર પગ મૂકયો છે. આટલા દિવસ આપણા ને આપણા જ લોકોને હાથે ચલાવ્યું. પણ તમે જ્યારે અઢી મહિના હાથપગ જોડીને બેસી ગયા ત્યારે આ મોટા અમલદારોને ઉપરથી કહેણ આવ્યું કે હવે હવા ખાવી છોડો ને ત્યાં જાઓ. જઇને જૂઓ કે બારડોલીમાં આમ કેમ છે? ત્યાં શું ચાલે છે? ત્યારે આજે બે દિવસ થયાં કલેકટર સાહેબ તાલુકામાં ફરે છે. કમિશનર સાહેબે પણ સુરત આવીને મુકામ નાંખ્યો છે. કારણ? કારણ સરકારને હવે ખબર પડી કે કંઇક છે, આ ખેડૂતો દર્શન કરવા જેવા લાગે છે. આપણે સમજતા હતા એવા નહિ પણ જોવા લાયક લાગે છે, તેથી કલેકટર સાહેબ આવ્યા છે. આવીને તેમણે તલાટીઓને ભેગા કર્યા. તેમની પાસે નકશા ચિતરાવ્યા છે. ગામેગામની જમીનોના ભાગ પાડ્યા છે. કેવી જમીનના કેટલા નંબર ભેગા મૂકી મૂકીને હરાજી કરીએ તો લેનારા મળે એ તપાસે છે! ભલે તપાસો. જ્યાં આ રાજ્યના અમલ પછી કોઇ દિવસ કોઇ ખેડૂત સામે નોટિસ સરખી કાઢવી ન પડેલી ત્યાં એ જ ખેડૂતોની જમીનો હરાજ કર્યા વગર પૈસો વસૂલ ન થાય એવો સરકારને માથે વખત

આવ્યો. એ તો નેવનાં પાણી મોભે ચઢયાં. તેથી જ કલેક્ટર સાહેબ આવ્યા છે ને ફરે છે. રાતના નવ વાગે સરભોણ ગયા હતા. ત્યાંનો પટેલ બહાદુર માણસ. તેણે સાહેબને સંભળાવી દીધું કે 'મહેસૂલ નથી ભર્યું, બીકના માર્યા નથી ભર્યું એમ નહિ પણ સરકારે અન્યાય કર્યો છે તેથી. સેટલમેન્ટ અમલદારે કરવી જોઇએ તેવી તપાસ કરી નથી, ગામે ગામ ફરવું જોઇએ તે પ્રમાણે ફર્યા નથી, મહેસૂલની આંકણી કરવા આવનાર છે એવા કોઇને ખબર પણ આપ્યા નથી, અને ઘણાં ગામે તે ગયા પણ નથી. લોકોને કશી ખબર આપ્યા સિવાય કોઇએ જાણ્યું પણ નહિ ને રિપોર્ટ કરી મોકલ્યો તેના ઉપર તેના ઉપરીએ પણ કશી જ તપાસ કર્યા સિવાય એક ગોદે મહેસૂલ વધરાવી દીધું. આવા અન્યાય કેમ સાંખીએ?' હું આ પટેલને ધન્યવાદ આપું છું. પટેલો જે ગામના મુખી છે, મોટા છે, આગેવાન છે તે એવા જ જોઇએ જે સરકારને અને તેના અમલદારોને સાચી વાત હિંમતથી કહે. ત્યારે જ કલેક્ટર, કમિશનર, સરકાર પણ ખેડૂતની મર્યાદા રાખતાં શીખશે. આપણે ખેડૂત, ધરતી ફોડી પરસેવો પાડીને ધનધાન્ય પેદા કરનારા ખેડૂત એ સ્વતંત્ર માણસ છે. તેને પોતાનું સ્વમાન તો હોવું જ જોઇએ. કોઇ અમલદારના તેજમાં કે તેની છાયામાં તણાઇને તે ખોટી વાત ન કરે. તેણે દરેક પટેલને, દરેક આગેવાનને સીધી વાત કહેતાં શીખવવું જોઇએ. આપણે ઉદ્ધતાઇ ન શીખીએ પણ ડર છોડી સાચું સીધું બોલતાં તો શીખીએ જ.

## વાસણ ગોદડાં ઉપાડીને પેટ ભરો!

તમે શું કરવા ડરો? તમારું શું લઇ જશે? તમારાં ઢોર તમારાં ઘરબાર જમીન સરકારને લૂંટી જવા દો.

અખતરો કરી જોવા તો દો. સરકારને જે ભ્રમ છે કે જમીઓ કરશું, પાંચ પચાસની જમીનો ખાલસા કરી હરાજીમાં મૂકશું એટલે ખેડૂતો ભાંગી જશે એ સરકારનો ભ્રમ ભાંગવા દો. બે નવા જમી અમલદારો તમારે ત્યાં જમીઓ સારુ નીમ્યા છે, આજકાલમાં આવી પહોંચશે. આવવા દો. તમને જોવા મળશે કે આપણા જ લોહીના આપણા પોતીકા લોકો પાસે તમારા જ ભાઇઓને હાથે સરકાર કેવાં કેવાં કામો કરાવી શકે છે. મેં સરભોણમાં કહેલું કે ભરવાડ પાસે ૨૦૦ ઘેટાં હોય તો તેને પણ તેમના ઉપર રખેવાળી માટે પોતાનાં માણસ કે સગાંઓને મૂકવાં પડે છે ને એના હાથમાં લાકડી કે વાંસી દેવી પડે છે, પણ આ સરકારના તંત્રમાં તો તાલુકાનાં તમે ૮૮,૦૦૦ ઘેટાં ઉપર ગામેગામમાં ત્યાંનાં જ બબ્બે ઘેટાં ચૂંટીને સાચવવા મૂક્યાં, તે ઉપર મામલતદાર મૂક્યો કે આ બધાંને સાચવે. હવે અઢી મહિના સુધી તમે અદબ ભીડીને બેસી ગયા ને પૈસો ન આપ્યો ત્યારે બીજા બે મૂક્યા. તેમને કહીએ આવો. તમે પણ આવો ને તમારા જ હિંદુસ્તાનના ગુજરાતના તમારા જ જિલ્લાના ભાઇઓનાં ઘરોમાં પેસો, ને તેમનાં વાસણ ગોદડાં ઉપાડો ને પેટ ભરો. અમે તમારા ઉપર રોષ કરવાના નથી, તમારાથી ડરવાના નથી પણ અમને તમારા ઉપર દયા છૂટવાની છે.

## રામ નામની ધૂન મચાવો

તમે તો બધો ડર મેલીને, બધા હિસાબ ગણીને પ્રતિજ્ઞા લીધી છે. ઢોર લઈ જાય, તાળાં કમાડ તોડે, થોડો સરસામાન લઇ જાય તેથી શું? રોગચાળો આવે છે ને ઢોર મરી નથી જતાં? આ તો આપણે સ્વેચ્છાપૂર્વક

તેમને લઇ જવાં દેવાં છે. એ બધાથી તેમને શું મળે છે તે જોઇએ તો ખરા. આપણે તો કહીએ કે ભલે આવો, તાળાં ભાંગો, ઘરબાર ફાડો, નળીઆં ઉખાડો, લૂંટી જાઓ, અમારે હાથે એક દમડી પણ મળવાની નથી. દેશમાં લાખો માણસો હાથે કરીને રાજી થઇને સરકારને મદદ કરે છે તેથી તો આ રાજ ચાલે છે. તે ન કરો તો ઘડીમાં થાકી જશે. આપણે આ કામમાં એકવાર છેવટનો હિસાબ કરી લેવો છે તેથી જેટલી વીતે તેટલી ખુશીથી હસતે મોઢે સહન કરવા નીકળ્યા છીએ. તાલુકામાંથી કોઇ આજે કટાણું મોં ન કરે ને વીલે મોઢે જવાબ ન દે. જપ્તીઓવાળા આવે ત્યારે કહેવું કે આવો ને તમારે હાથે લૂંટો; આપણે તો તે વખતે બહેનો ભાઇઓ છોકરાં મળીને ફળીઆ વચ્ચે બેસીને ભજનમંડળી માંડવી છે ને રામજીના નામની ધૂન મચાવવી છે, માટે કોઇ ન ડરો.

## લડતની તાલીમ એ ખરું ધન

એક ઇશ્વર સિવાય બીજા કોઇનો ડર ન રાખો. જપ્તીદારો તમારાં કેટલાં ઢોર લઇ જશે? તમારાં થોડાં ઢોર માટે બે અમલદાર આવશે. ૫-૭ તલાટીઓનું ટોળું સાથે રાખશે. એક તલાટી પાડી પકડશે, બીજો વાછડી પકડશે. કેટલુંક લઇ જશે? ગુજરાતની રેલમાં વડોદરા જેવું રાજધાનીનું શહેર ચચ્ચાર વાંસપૂર પાણીમાં ડૂબેલું રહ્યું તેમાં હજારો ઢોર તણાયાં. ગામડાંમાંથી મુડદાં તણાતાં આવે. એ દશ્યો તમારામાંથી જેણે જોયાં છે તે સમજી શકશે કે લેનારો તે એક જ છે જે રાજાનો રાજા છે. માણસ શું લેશે? ને દેનારો પણ એ જ છે. એણે જ્યાં સુધી એક ચીજ આપણી કરી રાખી છે ત્યાં સુધી રાજા શું

લેશે? અને એને ત્યાં જે દિવસે આપણે નસીબેથી ઊતરી તે દિવસે તે જવાની જ છે, તેને કોણ રાખી શકવાનું છે? માટે તમે નિર્ભય રહો. લૂંટી જવા દો. આપણે એક પણ ચીજ હાથેથી ઉપાડીને નથી દેવી. સરકાર હવે હથિયાર અજમાવે તો તમને પૂરેપૂરો લાભ જ થવાનો છે. અત્યારે સરકાર પંચ નીમી ફડચો કરે તો ખરી લડતની તાલીમ મેળવવાની– એ ખરું ધન મેળવવાની તક તમને ક્યાંથી મળે? માટે આ તો ઘેર બેઠાં ગંગાજી આવ્યાં છે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે એ સમજો. લાખ રૂપિયા તો પેદાએ કરશો ને ખાશો, પણ અત્યારે માણસને શોભે એવી લડત લડીને જે નામના મેળવશો ને જે હિંમતનો વારસો મૂકી જશો તે તક બીજી વાર નહિ મળે. તમે વરસોવરસ કપાસ પકવવા માગો છો. તેને સારુ એક બે મણ કપાસિયા બગાડો જ છો ને? માટીમાં બે મણ કપાસિયા કે ઘઉં નાંખો છો એ ત્યાં અડીને ફાટી જાય છે પણ પરિણામે ખોયા તે કરતાં સોગણાં કપાસ કપાસિયા નીપજે છે ને ઘઉંના ઢગલા થાય છે. એમાં ખોવાપણું છે જ નહિ. માટે ગુમાવો એમાંથી એટલી દોલત આવી પડશે કે યાદ પણ નહિ રહે કે આટલું ખોયું હતું. જેનામાં હિંમત નથી, ઇજ્જત આબરૂને સારુ ચીવટ નથી તેણે મેળવ્યું તો યે શું ને ન મેળવ્યું તો યે શું? તેમ જ્યાં સુધી ખેડૂત પાંગળો રાંકડો છે, સરકાર દરબારમાં તેની ઇજ્જત નહિ, આબરૂ નહિ ત્યાં સુધી એને જીવવા લાયક કેમ કહેવાય? માટે એવી આબરૂ ફેરવી નાંખો. એ સિક્કો બદલો એટલે પછી કરોડો મળ્યા સમજજો. પછી તમને કોઇ નહિ સતાવે. આટલું કરી બતાવશો તો તમારી પ્રજાનું ફરી કોઇ નામ નહિ લે. માટે તમારી પ્રજાને માટે આ ખરો વારસો મૂકી જાઓ. લાખ રૂપિયા મૂકી

જશો ને તેની આબરૂ આવી જ હશે તો એથી તેનું શું ભલું થવાનું ? એવો રાંકડો ખેડૂત દીકરો મૂકી જવા કરતાં પેદા ન કરે એ સારુ પણ જો તમે વારસામાં એક પણ પૈસો નહિ મૂક્યો હોય અને છતાં એને હિંમત અને માન શીખવ્યાં હશે તો એ ગમે ત્યાં ધરતી ફાડીને માનપૂર્વક પોતાનો રોટલો પેદા કરી લેશે. એના હાથપગ સાજા હશે ને જીભનો સાચો હશે એટલે એ પોતાનું કરી લેશે. માટે તમારામાં સત્યને માટે દુઃખ ખમવાની શક્તિ આવે ને જે પ્રતિજ્ઞા ઇશ્વરને હાજર જાણીને તમે બધાએ લીધી છે તે ઠેઠ સુધી પાળવાનું પ્રભુ સામર્થ્ય આપે એવી ભાઈ બહેનો સૌ રાતદિવસ પ્રાર્થના કરજો. રાતદિવસ સ્મરણ કરજો કે અમારી ઇજ્જત આબરૂ કાયમ રાખજે અને હિંદુસ્તાનમાં એ ઇજ્જત આબરૂ સાચવીને આ પ્રતિજ્ઞામાં અમને પાર ઉતારજે.

*

* *

# વ્યાખ્યાન ૭ મું

## ભેંસોની જપ્તી

[ આફ્વા ઇસરોલીમાં તા. ૨૬-૪-૨૮ ને રોજ જપ્તીદારોએ ધાડ પાડી અને પાદરેથી ૧૩ ભેંસો હાંકી જવા ઉપરાંત ૧૫ ખાલસા નોટિસો ચોડી, એ જ સાંજે તેમના ઉત્સવમાં ભાગ લેતાં આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

તમે આજે તમારા ગામમાં જે બનાવ બન્યો છે તેને કેવી રીતે વધાવો છો તે જોવા જ હું અત્યારે આવ્યો છું.

તમને જમીનો ખાલસા કરવાની નોટિસો આપવામાં આવી છે એ સાંભળી હું ઘણો રાજી થયો છું, અને તે માટે આ ગામને પસંદ કરવામાં આવ્યું તેથી હું વિશેષ ખુશી થયો છું. કારણકે આ ગામ બહાદુર માણસોથી ભરેલું છે એ હું જાણતો હતો. આ ગામના પાદરેથી ૧૩ ઢોર હાંકી ગયા એ પણ મેં સાંભળ્યું છે. હું તો તમારા ગામ વિષે નિર્ભય છું. મને ખબર છે કે આખું ગામ લૂંટાય, ખેદાન-મેદાન થઇ જાય તો પણ આ ગામનાં ભાઇઓ અને બહેનો એ બધું હસ્તે મોઢે સહન કરી લે એવાં છે. મને સૌથી પહેલો તમારા ગામનો વિશ્વાસ આવ્યો હતો, જો કે હવે તો બારડોલી તાલુકાના એકેએક ગામ વિષે હું નિશ્ચિંત છું. મેં તો આપણા સ્વયંસેવકોને હવે અમલદારોની પાછળ દોડાદોડી કરવાનું પણ છોડી દેવાની સલાહ આપી છે. તેમને ગમે તે ગામમાં કાળી રાત્રે કે ખરે બપોરે જ્યારે જવું હોય ત્યારે જવા દો. કોઇ પણ ઘડીએ લોકો તેમના સ્વાગત માટે તૈયાર જ છે એ બાબતની મને ખાતરી છે.

## કલેકટર તપાસ કરવા નથી આવ્યા

કલેકટર સાહેબને આપણો વિશ્વાસ આવ્યો છે એમ તેમણે જાહેર કર્યું છે, એમ તેમણે શા ઉપરથી માન્યું એની મારાથી તો કેવળ કલ્પના જ થઇ શકે. તેઓ સાહેબ ૧૯ મી તારીખે તાલુકામાં પહેલવહેલા આવ્યા. હું દિલગીર છું કે તેમને સમુદ્રતટની હવા છોડી આવવું પડ્યું. પણ તેમાં મારો દોષ નથી, હું કોઇને દુઃખી કરવા ઇચ્છતો નથી. તેમણે અને સરકારે માની લીધું હતું કે બારડોલીના નિર્માલ્ય લોકો ટકશે નહિ અને ભડાભડ પૈસા ભરી દેશે. અહીંથી એવા જ રિપોર્ટો તેમને જતા રહ્યા હશે તે પરથી તેમણે

માની લીધું કે ત્યાં જવાની શી જરૂર છે? હવે બે મહિના પછી તેમની આંખ ઊઘડી છે કે આ લોકો તો મુલાકાત લેવા જેવા લાગે છે. સરકારે પણ ઉપરથી લખ્યું હશે એટલે કલેકટર સાહેબ આવ્યા.

તે આવ્યા છે પણ કંઇ અહીંની સ્થિતિની તપાસ કરવા નથી આવ્યા, પ્રજા કહે છે તે સાચું છે કે ખોટું તે જાણી લેવા માટે નથી આવ્યા, પણ એ તો તમારી પાસેથી પૈસા વસૂલ કેમ નથી થતા અને તે વસૂલ કરવા હવે કેવી ગોઠવણ કરવી એની વેતરણ કરવા આવ્યા છે.

## આવતાં જ અપશુકન!

પરંતુ જેવા બળ્યા ઝળ્યા તેઓ સાહેબ બારડોલીના સ્ટેશને ઊતર્યા તેવા જ તેમને અપશુકન થયાં. એક મોટર-વાળો જેણે પોતાની ગાડી આશ્રમને આપેલી હતી અને જેમાં આશ્રમનો માણસ પણ બેઠો હતો તેની પાસે કલેકટર સાહેબ માટે મોટર માગવામાં આવી. મોટરવાળાએ ના પાડી. તેની પાસે લાઇસન્સ માગવામાં આવ્યું, અને તે હાજર નહોતું તેથી બિલ્લો લઇ લેવામાં આવ્યો. ગરમ તાપમાં ઊતરેલો આવો મોટો અમલદાર એક નાચિજ મોટરવાળાની ઉદ્ધતાઇ કેમ સહન કરી શકે? આ તાલુકાના ઠંડા લોકો એટલી હિંમત શીખી ગયા હશે એવું તેમણે ક્યાંથી ધારેલું હોય? પણ લોકો તો હિંમતની સાથે સભ્યતા પણ શીખેલા હતા એટલે મોટરવાળાએ કંઇ પણ બોલ્યા વગર પોતાનો બિલ્લો સોંપી દીધો. તેણે વચનભંગ પસંદ ન કરી બિલ્લો આપી દઇ પોતાના ધંધાને શોભાવ્યો છે, અને તે માટે હું તેને ધન્યવાદ આપું છું. જિલ્લાના હાકેમને નિમિત્તે એક પ્રજાના માણસ પાસે વચનભંગ કરાવવાની

કોશીશ કરવામાં આવે એ અફસોસની વાત છે. ઊલટું, તેમણે તો કહેવું જોઈતું હતું કે ' ખુદ કલેકટરને નામે તારી ગાડી માગવા છતાં તેં વચનભંગ ન કરવાની હિંમત કરી તે માટે તને ધન્ય છે, આવી પ્રજા પર રાજ્ય કરવાને હું મગરૂર છું. ' બીજી મોટર મને લેવા નવસારી આવી હતી. તે ફોઝદારે મંગાવી અને તે પણ ન જઇ શકી. આથી તેનું પણ લાઇસન્સ રદ કરવામાં આવ્યું. એમ આખા સરભોણ વિભાગના લોકોને અગવડમાં ઉતારવામાં આવ્યા છે. પણ તેઓએ હવે બે વરસ મોટરની સગવડ ભોગવ્યા પછી પોતાની ગાલ્લીઓ ચાલુ કરી દીધી છે. તેમને હું મુબારકબાદી આપું છું. સરકારની મહેરબાની પર જો ખેડૂતો આધાર રાખે તો તેઓ પાંગળા જ બની જાય. ખેડૂતના પગ સાબૂત હોવા જોઇએ.

## જેની આશા તેનો જ રોષ

છેવટે સાહેબને કડોદની મોટર મળી અને તેમાં બેસી તેઓ રાતના નવ વાગે સરભોણ જઇ આવ્યા. હું હાજર હોત તો મારી સાથે બંધાયેલી મોટર છૂટી કરી ખુશીથી આપત. પણ જિલ્લાના હાકેમ થઇ કોઇને સત્તાના તોરમાં અનીતિ શીખવે એ મને ખટકે છે. જે પ્રજા ઇન્સાફ લેવાને માટે આટલું વેઠવા તૈયાર થઇ છે તેની સાથે આવું વર્તન ? અને તે પણ એક એવા માણસને નિમિત્તે કે જેના મોં સામે લોકો ' આ સાહેબ આવ્યા છે તે કંઇક ઇન્સાફ આપશે ' એવી આશા સાથે જુએ !

પરંતુ તેમને રોષ પણ થાય કારણ તેમણે તમને એટલા હિંમતવાળા કલ્પેલા જ નહોતા. ૪ થી ફેબ્રુઆરીએ પણ તમે તેવા કયાં દેખાતા હતા ? પણ હવે તમારામાં જે વસ્તુ

છૂપી હતી તે જાગૃત થઇ છે, તમારામાં રહેલા તણખાને મેં ફૂંક મારીને ચેતાવ્યો છે.

રોષમાં ને રોષમાં કલેકટર સાહેબ રાતના નવ વાગે સરભોણ જઇ પહોંચ્યા. ત્યાં જઇ પટેલને ઓચિંતો બોલાવ્યો, તો તેણે તો ધડાધડ જવાબ આપ્યા. 'મહેસૂલ ભર્યું?' એમ પૂછતાં કહ્યું કે 'ઇનામોની છૂટ મળી છે તેથી તે ભરી દીધું છે, ખાતાનું નથી ભર્યું. ઇન્સાફ કરો તો ભરી દઇએ. આ ત્રીસ વરસનું દુઃખ રૈયત ઉપર નાંખો છો તેની કાંઇ દાદ તો સાંભળો. કોઇ જગાએથી તો ન્યાય મળશે કે નહિ? આવડી મોટી ભૂલો થઇ છે તે કોઇક તો જોશે કે નહિ?' તેણે તો સરભોણ પરગણાનો કેવી રીતે ધીમે ધીમે નાશ થઇ રહ્યો છે એનો આખો ઇતિહાસ સંભળાવ્યો. તેણે છેવટ કહ્યું કે 'ઇન્સાફ આપો તો અમારે કંઇ પૈસા અટકાવવા નથી.' ત્યારે કલેકટર સાહેબ કહે છે કે 'દુઃખી થશો—યાદ રાખજો.' પટેલે કહ્યું કે 'દુઃખ પડવામાં હવે અમારે શું બાકી છે? અમારે તો ખૂડયા પર બે વાંસ. પણ એ કરતાં સરકારમાં અહીંની વસ્તુસ્થિતિ કેમ ન જણાવો?' તો કહે કે 'સરકાર માનતી નથી.' પટેલે મક્કમતાથી કહ્યું કે "ત્યારે તો હવે નિરુપાય. જે થવાનું હોય તે ભલે થાય."

## દોઢ દિવસનો અનુભવ

સરભોણથી કલેકટર સાહેબ સુરત પાછા વળ્યા. બીજે દિવસે થોડી વાર વાલોડ જઇ આવ્યા, અને સાંજના મઢી આવી સુરત રવાના થયા. આમ દોઢ દહાડો તેઓ સાહેબ તાલુકામાં રહી ગયા. તેમાં કોઇ આગેવાનોને બોલાવીને મળ્યા હશે, તેમના હાથ નીચેના અમલદારો પણ મળ્યા

હશે, એટલા પરથી પોતાને તાલુકાનો જે અનુભવ થયો તે તેમણે સુરત જઇ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' ના પ્રતિનિધિને મુલાકાત આપી છપાવ્યો. તેમાં તેઓ સાહેબે જણાવ્યું કે બારડોલી તાલુકાના લોકોમાં ઘણા ખેડૂતો પૈસા ભરવા ખુશી છે પણ એમને મારી નાંખવાનો અને દેવતા મૂકવાનો ડર છે તેથી ભરતા નથી. તેથી હવે હું ગામેગામ પૂછું છું કે કોઇને તેવા ભય હોય તો મને કહો. કોઇને રૂપિયા ભરવા હોય અને ડર લાગતો હોય તો મારી પાસે આવો, હું મામલતદારને ત્યાં તમારી સાથે આવીશ અને કોઇ તમારા પર ઘા કરવા આવશે તો તેને પહેલાં મારા માથા પર ઘા કરવા કહીશ. હું કાયરોને લઇને લડવા નીકળ્યો નથી. હું તો સરકારનો ડર છોડી બહાદુર બન્યા છે તેમની સાથે ઊભો રહીને લડવા માગું છું. હું તો ખેડૂતોને કહું છું કે જો જુલમ થયો છે એમ લાગે તો નિડર બનીને પૈસા ભરવાની ના કહો, પણ જો કોઇને એમ લાગતું હોય કે વધારો થયો છે તેમાં ન્યાય છે તો ખુશીથી ભરી દો. જેને ડર હશે તેનું હું રક્ષણ કરીશ. મને તેના ઉપર દયા છૂટશે કે આપનાર અને લેનાર તો ઇશ્વર છે, તેનો વિશ્વાસ છોડી તેણે સરકારનો વિશ્વાસ કર્યો.

## નાતજાતના બંદોબસ્ત

બાકી નાતજાતના કે મહાજનના બંદોબસ્ત તો આપણે જરૂર કરીએ. આપણામાંના નબળાને ટેકો આપવો એ જરૂરનું છે. કલેક્ટર સાહેબ તેમની મુલાકાતમાં સામાજિક બંદોબસ્તની ફરિયાદ કરે છે. પણ તેમને પૂછું છું કે તમારું સિવિલ સર્વિસનું જૂથ બીજું શું છે? એક સભ્યની ભૂલ થઇ હોય તો યે બધા સાથે મળી તેને

છાવરો છો કે નહિ? તો ખેડૂત પોતાની ન્યાયની લડત ખાતર પોતાના બંદોબસ્ત કેમ ન કરે? હું ખેડૂતોને સલાહ આપું છું કે તમે નાતજાતનાં બંધારણ જરૂર કરો. પણ લોકો મારી નાંખવાની ને આગ મૂકવાની ધમકી આપે છે એવી ઉપજાવેલી વાતો ન કરો. (સભામાંથી અવાજો—બનાવટી વાત, બનાવટી વાત) તદ્દન બનાવટી ન પણ હોય. કોઈએ તાલુકામાંથી એવી વાત ઉડાડી હોય, અમલદારોએ કહી હોય એ સંભવિત છે. અંગ્રેજો પોતે આવી વાતો જોડી કાઢે તેવા નથી હોતા. આપણા લોકો સાહેબો પાસે જાય છે ત્યારે દિલમાં ન હોય તેવું યે બોલી આવે છે એ હું જાણું છું. સાહેબ કેવી રીતે રાજી થશે તે શોધે છે અને ખોટી વાતો કરે છે; તેથી તો હું સલાહ આપતો આવ્યો છું કે તેમની પાસે જવું અને તેમના તેજમાં અંજાવું તે કરતાં તેમની પાસે જાઓ જ નહિ. હું આ તાલુકાની રગ ઓળખી ગયો છું. અહીં બે ઘોડે ચડવાનો પ્રયત્ન કરનારા થોડા માણસો છે. સરકાર છેવટે માને તો યે સુરક્ષિત રહેવાય અને લોકને કચડે તો પણ બચી જવાય એવી પેરવીમાં તેઓ રહે છે. તેઓ તો ત્યાં જશે ત્યારે તેનું બોલશે અને આપણી પાસે આપણું બોલશે, પણ આપણું તપ સાચું હશે અને આપણી ખુવાર થવાની તૈયારી વિષે તેમને ખાતરી થશે એટલે તે આપણી સાથે થવાના જ છે.

## સરકારના મનની ઇચ્છા

કલેક્ટર સાહેબ ઉપરની મુલાકાત આપીને બીજે જ દિવસે પાછા વળ્યા. એક દિવસ પછી તરત પોલિસ સુપરિન્ટેન્ડન્ટ આવ્યા, વધારાની પોલિસ આવી, ઘોડેસ્વારો

આવ્યા, બંદૂકવાળાઓ આવ્યા, એ બધું અર્થસૂચક છે. એમની ઇચ્છા થઇ જાય ને અમારામાંથી પાંચ પંદરને લઇ જાય એ અસંભવિત નથી. એક બેને પકડી જાય તો યે આપણને ડર નથી અને અમને બધાને લઇ જાય તો પણ ચિંતા નથી. તે દિવસે તો તમે બધા મોટી ઉજાણી કરજો. (સભામાંથી એક ભાઇ: "અમે પણ આપની સાથે જ આવીએ તો ?) સાથે આવવાની કાંઇ જરૂર નથી. સૌ સૌની જગા સાચવી રહે એ જ યોગ્ય છે. મેં જે માર્ગ તમને બતાવ્યો છે તેથી કોઇ ખસશો નહિ. તેનો ઉદ્દેશ તમને ડરાવી દબાવી દેવાનો છે, તમારી જમીનો ખાલસા કરીને કે ઘરબાર લૂંટીને કે ઢોર હાંકી જઇને રૂપિયા મેળવવા એ તેનો ઉદ્દેશ નથી.

## ૧૩ ભેંસોનો ભોગ

અહીંથી આજે ૧૩ ઢોર હાંકી ગયા છે. હાંકી જવા દ્યો. કાયદાનું નામ પણ સાચવ્યું નથી. નહિ તો નામનું પણ પંચાતનામું કરવું પડે, ધણીને પહોંચ આપવી પડે. ગામને પાદરેથી માલિકીની તપાસ સરખી કર્યા સિવાય લઇ ગયા. કાયદો એ પ્રજા માટે છે. સરકારે એને કોઇ દિવસ બંધનકર્તા ગણ્યો નથી તે નગ્ન સ્વરૂપમાં આપણે જોઇએ છીએ. હું તો કહું છું કે તાલુકામાંથી જ્યાંથી લઇ જવાં હોય ત્યાંથી ઢોર લઇ જાઓ અને તેનો નીસાસો લો. જેનાં ઢોર આજે ગયાં છે તેને કહેજો કે તમે આજે મોટું પુણ્યકાર્ય કર્યું છે. ખેડૂતોનો મહાન યજ્ઞ ચાલી રહ્યો છે તેમાં તમે બલિદાન આપ્યું છે. એ પુણ્યનું ફળ ઇશ્વર તમને જરૂર આપશે. તેમના કુટુંબને કહેજો કે આ બલિદાન હસતે મોંએ આપે. તેમનાં બાળકોને ઘી દૂધ

તમારામાંથી વહેંચી પહોંચાડી ખાઓ, કારણ કે આ લડત ચાલે ત્યાં સુધી આપણી સાની મિલકત મઝિયારી ગણવાની છે. તાવ આવે ને કડવી દવા પી જઇએ છીએ તેમ આ કડવો ઘૂંટડો પણ ઉતારી જાઓ એવી ભેંસોના માલિકને મારી સલાહ છે. રોગ આવ્યો હતો ને મરી ગયાં એમ જ માનજો. ખેડૂતને હું શીખવું છું કે મોહ માયા છોડો, પણ સરકારને પૈસા ઉપજાવતાં કેટલી કેટલી વીતે છે તે જોજો. એને આખરે પસ્તાવું પડવાનું છે. એ ભેંસોની બાકી પૈકી આઠસો હજાર રૂપિયાનાં ઢોર માલિકની પૂરી તપાસ કર્યા સિવાય લઇ તો ગયા પણ કોઇ અહીં ઘરાક નથી મળવાના એ તે જાણે. પછી સુરત લઇ જશે. ત્યાં પણ ઘરાક ન મળે અને ખેડૂતનું નાહકને નુકસાન કરશે અને પોતાને પૈ મળશે નહિ. આખરે ખાટકીને આપવા જશે. પણ તેને જો ખબર પડશે તો તે પણ ન રાખે કારણ કે આ કામ ખાટકીથી પણ ખોટું છે. છેવટે ભલે સરકાર પોતે જ તેનાં ચામડાં ઉતારી વેચે. પણ એવાં ચામડાં પણ ચામડીઆ લોકો જપ્તીનાં છે એમ જાણશે તો રાખવાના નથી.

આ તો તદ્દન નજીવી વસ્તુ છે. ગુજરાતમાં જળપ્રલય થયો હતો ત્યારે સેંકડો ઢોર તણાઇ ગયાં હતાં. પોતાનાં જીવ જેવાં વહાલાં ઢોર નજર સામે તણાઇ જતાં લોકોને જોઇ રહેવું પડેલું. માણસો પણ બાળબચ્ચાં સહિત ચાર ચાર ને પાંચ પાંચ દિવસ ઝાડ ઉપર રહ્યાં હતાં. તેની પાસે આપણો ભોગ તો કંઇ નથી. જેમનાં ઢોર ગયાં હોય તેઓ આજે હસતે ચહેરે બલિદાન આપો, સાકર વહેંચો. તેમણે કંઇ જ ખોયું નથી. મહા ધર્મલાભ જ કર્યો છે.

## આ ધર્મયુદ્ધ છે

ખાલસાની નોટિસો કાઢે છે તેમાં તો કંઇ જ ડરવા જેવું નથી એ તો મેં કહ્યું જ છે. જે દિવસે સરકાર જમીન ખાલસા કરશે તે દિવસે તો આપણે આખા તાલુકામાં ઉજવણી કરશું.

પણ જ્યારે આપણી કસોટીનો વખત આવે છે ત્યારે કોઇ ઉદ્ધત ન થશો. હું કડોદ ગયો હતો ત્યારે જાણ્યું કે નવો જપ્તી અમલદાર આવ્યો તેને મીઠું મરચું ઘી દૂધ વગેરે ન આપવાનો ઠરાવ કર્યો હતો. તે જ દિવસે એ ઠરાવ ફેરવાવી નાંખ્યો. આપણે ધર્મયુદ્ધ માંડયું છે. આ યુદ્ધ કંઇ નાના કે મોટા નોકર સામે નથી. આપણે તો કલેક્ટર સાહેબ સાથે પણ ઝઘડો નથી. એ બધા ચીઠીના ચાકર હુકમનો અમલ કરનારા છે. ધર્મયુદ્ધના નિયમ આકરા છે. સામા પક્ષનું લશ્કર ભૂખ્યું હોય તો તેના પર હાથ ન ઉઠાવી શકાય. મૂડદાં પર તલવાર ચલાવવી એ સત્યાગ્રહનો પંથ નથી. એ તો કાયરનું કામ છે. આપણે જપ્તી અમલદારો સાથે કજિયો નથી કે પોલિસવાળા સાથે પણ તકરાર નથી. પોલિસ કાંઈ વેઠિયો કે ગોવાળિયો નથી એટલે તે જપ્તીનો માલ નહિ જ ઊંચકે, પણ ઊંચકે તો યે તમે આંખ આડા કાન કરી તમારી મર્યાદા જાળવી લો.

## પોલિસને કામ વગરના કરો

આ પોલિસ જો આપણને ડરાવવા ને અંજાવવા માટે મોકલવામાં આવી હોય તો તમે બતાવી આપો કે અહીં તેનાથી કોઈ ડરે એમ નથી. તેઓ કંઇ ગેરવર્તન કરે ત્યારે તમે બેઠા બેઠા હસજો. તે પોતે જ શરમાઇ નીચું ઘાલશે. હું તો કહું છું કે ગોરા સોલ્જરોને લાવી ગામે

ગામ મૂકો. તેને જોઇને પણ લોકો ડરવાને બદલે હસશે જ અને તેઓ પોતે જ અહીં કંઇ કામ નથી એમ જોઇ નાસી જશે. પોલિસને માટે કંઇ જ કામ ન નીકળે, લખોટીએ રમીને તેમને દહાડો કાઢવો પડે એવા રીતે તમે વર્તો. પોલિસ તો કોના ઉપર મૂકવાની હોય ? જેઓ ગાંડા બને, જેઓ ગુના કરે તેમના પર. પણ જે સત્યાગ્રહની લડત લડે તેના પર પોલિસ હોય શું ? જપ્તી કરેલો માલ શેરી વચ્ચે પડયો હશે તો નાનું બાળક પણ તેને અડકશે નહિ. તેને સાચવવા માટે સરકારને પોલિસ લાવવી પડે તો ધૂળ પડી આપણા સત્યાગ્રહમાં.

જપ્તીનું કામ ચાલતું હોય ત્યાં કોઇએ જવાની જરૂર નથી. પોલિસ પાસે ન જવું. કોઇ તેની મશ્કરી ન કરે. ખુદ કલેકટર આવે તો યે સભ્યતા સાચવીને તેને સીધો જવાબ આપવો. આ તાલુકામાં મારામારી થાય કે કોઇ દેવતા મૂકે એ કલ્પનાથી મને નવાઇ લાગે છે છતાં એ આળ પણ અત્યારે તો સહન કરી લો. એવું વર્તન રાખો કે પોલિસને શરમાઇને પાછા જવું પડે. આ ભાઇઓ અહીં બેસીને લખે છે તેઓ તો આજ દશ વરસથી મારી સાથે રહેતા આવ્યા છે. તેઓ સાક્ષી આપશે કે જ્યાં હું હોઉં ત્યાં અમલદારોને ફરિયાદ કરવાનું કારણ નહિ રહે. કોઇને ખોરાક મળવાની અડચણ હોય તો પણ હું મારી પાસે બોલાવી ખવડાવું. પરમ દિવસે જ એક ભાઇ મને પૂછવા આવ્યા કે એક વધારાની પોલિસ સાથે કારકૂન આવ્યા છે તે અમારો સગો છે, તેને ઉતારો અપાય કે કેમ ? મેં તેને તરત કહ્યું, ઉતારો જરૂર આપો, સગો ન હોય તો પણ આતિથ્ય એ તો આપણો ધર્મ છે. જો આપણે મહેમાનગીરીનો ધર્મ ભૂલીએ તો તો ખેડૂત મટીએ. જપ્તી કરવા

આવનાર અમલદારને પણ ખાવા પીવાની અડચણ પડવા દેવાની જરૂર નથી. તેનું સ્વાગત બધી રીતે કરો. પણ માત્ર તેના જપ્તીના કામમાં બિલકુલ મદદ ન કરો. તેને એક વેઠિયો પણ ન મળે એમ કરો.

## ગાળ પણ સાંખી લો

હવે હું આવું કે ન આવું, આપણા ઉપર બિલકુલ આળ ન આવે એટલું સંભાળજો. કોઇ મર્યાદા છોડશો નહિ. ગુસ્સાનું કારણ મળે તો પણ અત્યારે ખામોશ પકડી જજો. મને કોઇ કહેતું હતું કે ફોજદાર સાહેબે કોઇને ગાળ દીધી. હું કહું છું તેમાં તેમનું મોઢું ગંદું થયું. આપણે શાંતિ પકડી જવી. અત્યારે તો મને ગાળ દે તો પણ હું સાંભળી રહું. આ લડતને અંગે તમે ગાળો પણ ખાઈ લેજો. પરિણામે એ પોતે પોતાની ભૂલ સમજી જશે. પોલિસનો કે બીજો કોઈ અમલદાર તેની મર્યાદા છોડે છતાં તમે તમારી મર્યાદા ન છોડશો. તમારી વહાલામાં વહાલી વસ્તુ લૂંટી જાય તો પણ કશું જ ન બોલશો. કોઇ હતાશ ન થશો, પણ સામા હસજો. એ જો તમે શીખશો તો જેમ વરસાદ આવતા પહેલાં વૈશાખ જેઠની અકળામણ આવે છે તેવી જ આજની આ અકળામણ બની જશે. તે આવ્યા વિના વૃષ્ટિ સંભવે નહિ. પ્રથમ અંધારું થાય, વાવાઝોડું થાય, કાટકા થાય ત્યારે છેવટે વૃષ્ટિ આવે. દુઃખ સહન કર્યા વિના નિકાલ આવે જ નહિ. અને આ દુઃખ તો આપણે પોતે માગી લીધેલું જ છે. એમાં આપણું શું જવાનું છે? ક્ષણિક સુખ જતું કરીને આપણે એવી અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના છીએ કે જે લાખો ખરચતાં મળવી દુર્લભ છે. તેજ, બહાદુરી અને તેની સાથે હું માગું છું તેવો વિનય–ખાનદાની: આ કમાણી આપણને અમથી કોઈ દિવસ મળવાની નહોતી, તે આ લડતમાંથી આ તાલુકાના ખેડૂતો મળવા એ જ ઇશ્વર પાસે માગું છું.

# વ્યાખ્યાન ૮ મું

## રવિશંકર જેલમાં

[ સરકારી સામાન ભરીને ગાડાં લઇ જતા ગાડાવાળાને ઉતારી પાડવાના સરકારી કામમાં ડખલ કર્યાના ગુનાસર તપસ્વી રવિશંકરને ૫ મહિના અને ૧૦ દિવસની જેલ મળી તે પ્રસંગ ઊજવવા સરભોણમાં તા. ૪-૫-૨૮ ની સાંજે મોટી સભા થઇ હતી ત્યાં આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

સરભોણ વિભાગના વિભાગપતિ શ્રી. રવિશંકર આજે તમારે માટે ૫ મહિના અને ૧૦ દિવસની તપશ્ચર્યા કરવા સરકારને ત્યાં ગયા છે.

તમે તો હવે શ્રી. રવિશંકરને પૂરી રીતે પિછાનો છો, એટલે કેવો તપસ્વી પુરુષ તમારે માટે જેલ ગયો છે તે મારે સમજાવવાનું ન હોય. જ્યારે આ લડતને અંગે પહેલ વહેલો હું અહીં આવ્યો ત્યારે ડાકટર સાહેબે મને કહ્યું હતું કે, તમારા સાથીઓમાંનો સારામાં સારો કાર્યકર્તા અહીંને માટે આપો તો જ આ પરગણું સાચવી શકાય. મેં એમને કહેલું કે 'આપણામાં આત્મવિશ્વાસ હશે ને આપણે ખરી નિઃસ્વાર્થ લોકસેવા કરવા નીકળ્યા હોઇશું તો પ્રજા તો આપણી પાછળ આવવાની જ.' છતાં ડાકટરનો આગ્રહ જોઇને મેં ભાઇ રવિશંકરને અહીંના કામને સારુ સોંપ્યા.

હું કહી ગયો તેમ હવે તો તમે રવિશંકરને ફરતાં હરતાં બોલતાં ને કામ કરતાં દિવસો સુધી જોયા છે. પણ જોયા નહોત ને માત્ર ઇતિહાસમાં જ વાંચ્યું હોત તો તમે જરૂર એને કોઇ ઋષિ તરીકે જ ઓળખત એટલું એનું તપ હતું. આ જમાનામાં એટલું ભારેમાં ભારે તપ કરનારો મેં જોયો નથી, ને એટલો સંયમ પાળનારો મારી પાસે બીજો કોઇ માણસ નથી. એ થોડુંજ, માત્ર બે ચાર ગુજરાતી ચોપડી ભણેલા પણ એમની બુદ્ધિનો પાર નથી. એમની અમૂલ્ય અખંડ અને નિષ્કામ સેવાથી એ તમારા બધા પર ભારે પ્રભાવ પાડી શકયા ને તમારો આટલો પ્રેમ સંપાદન કર્યો. તમારી વચ્ચે એ ૨–૨ા મહિના રહ્યા તે દરમિયાન હું જોઇ શકયો છું કે ગામેગામ અનેક વેળા પગે ફરીને એકેએક ગામનાં સ્ત્રી પુરુષ બાળક સૌની અતિશય પ્રીતિ તેમણે સંપાદન કરી છે.

## સરકારને શું ખુંચ્યુ ?

સરકારને આ ખૂબ ખૂંચ્યું. કારણ સરકારની મૂળ ગણતરી એવી કે સરભોણને પાડવું સહેલ છે ને સરભોણ તૂટયું એટલે પછી તાલુકો તૂટતાં શી વાર ? પણ તેણે જોયું કે અહીં તો રવિશંકર ઘૂમી રહ્યા છે ને સરભોણ તો આખા તાલુકામાં અતિ મક્કમ છે. અહીં તો કોઇ વાતે પગપ્રવેશ–ચંચુપ્રવેશ થઇ શકે એવું નથી. ત્યારે જ તેમણે રવિશંકરને શોધ્યા. તેમના સરકારી કામમાં ડખલ કર્યાનું તહોમત મૂકયું. ખરી રીતે તો સરકારના કામમાં ડખલ કર્યાને સારુ કોઇને પૂરવો હોય તો મને પૂરવો જોઇએ. એ અધિકાર કોઇનો હોય તો તે મારો ગણાય. રવિશંકર ઉપર તો શું તહોમત મૂકે ? એક એવું મૂકયું કે સરકારી સામાન

ભરીને ગાડાં લઇ જતાં ગાડાવાળાને ઉતારી પાડયા ને એ રીતે સરકારી કામમાં હરકત કરી; ને બીજું એ કામ સારુ કચેરીમાં જઇ સાપરાધ પ્રવેશનો ગુનો કર્યો! હું તો આ તાલુકામાં આવ્યો ત્યારથી ગામેગામ કહ્યા કરું છું કે કોઇ વેઠિયા વગેરે સરકારના આ પાપી કામમાં મદદ ન કરે એવો બંદોબસ્ત વેઠિયાઓને આપણી લડત વિષે સમજણ પાડીને કરવો જોઇએ, અને આ જમીઓના અને રૈયતને રંજાડવાના કામને સારુ તાલુકામાં ફરતા દરેક અમલદારને તેના એ કામમાં બને તેટલી અડચણ નાંખવી જોઇએ. એ આપણી ફરજ છે એ ફરજ ન બજાવીએ તો આપણે મૂર્ખ ઠરીએ.

## સૌથી વધુ હરકત કરનારો તો હું છું

હું જ અત્યારે સૌથી વધારે સરકારના કામમાં એ જાતની અડચણ નાંખી રહ્યો છું. એવી અડચણ કરવી અને એ રીતે સરકારના અન્યાયી કૃત્યમાં ભાગીદાર થવા ના પાડવી એ અત્યારે આપણો ધર્મ છે. એટલે સરકારી કામને સારુ ગાડાં ન આપવાં એ પણ ધર્મ થયો. રવિશંકર બહાદુર માણસ રહ્યો એટલે સામાન્ય માણસ સરકારી કચેરીમાં જવા હિંમત ન કરે પણ એ કરે, ને એણે જ્યારે જોયું કે ગાડીવાળો માલિક પોતે પોતાના હાંકનાર નોકરને કહેતો હતો કે અલ્યા ગાડા પરથી ઊતરી જા, તો પછી રવિશંકર પોતે હાંકનારને કહે કે 'ડરીશ નહિ, ડર લાગતો હોય તો ન જઇશ, ઊતરીને ચાલ્યો આવ મારી પાછળ' એમાં કોઈ પણ પ્રામાણિક માણસ ગુનો ન સમજે. પણ આ રાજ્યમાં તો પ્રામાણિક માણસો માટે એક જ જગ્યા છે તે જેલમાં વાસઃ તેથી રવિશંકરે પોતાના વાસ માટે જેલ પસંદ કરી. એને તો જેલમાં આરામ રહેશે.

## સરકાર એને રાંકડો નહિ બનાવી શકે

બહાર તો મહેનત હતી, જેલમાં બહુ તો મણ દળવા આપશે. એને એવી જેલ નવી નથી. હું તો એને અગાઉ પણ એવી જેલમાં મોકલી આવ્યો છું ને કાઢી પણ લાવ્યો છું ને ફરી મોકલ્યો છે ને ફરી કાઢી લાવીશ. એને મણ દળવા દેશે તે તો એ ત્રણ કલાકમાં ફેંકી દેનારો છે. સરકાર એને રાંકડો નહિ બનાવી શકે. એ માણસે તો પોતાના તપથી નાગપુરના જેલરની આંખમાંથી આંસુ પડાવેલાં, એવો જબરો એ તપસ્વી છે. રવિશંકર ગુનેગાર તો ન જ હોય, એનો તો ગુનેગારોને ગુનાને રસ્તેથી છોડાવવાનો ને પ્રામાણિક બનાવવાનો ધંધો છે.

## દોઢું કામ કરી બતાવો

રવિશંકર ભલે ગયા, આપણને એનો શોક નથી, આપણને તો એનું અભિમાન છે કે આવું શુદ્ધ બલિદાન આપણે ત્યાંથી સૌથી પહેલું અપાયું. હવે એની પાછળ તો મારો ને તમારો ધર્મ શું એ જ આપણે વિચારવું રહ્યું. એ ધર્મ એટલો કે જે કામ રવિશંકર પોતાની પાછળ મૂકી ગયા તેને આપણે તેમના કરતાં દોઢું કરી બતાવવું; એટલે કે જપ્તી અમલદારના પરગણામાં રખડી રખડીને પગ ફરી જાય ને રાતદિવસ આંટા મારે પણ એક ચીજ એના હાથમાં ન આવે.

હવે તો કહે છે કે રાતના ત્રણ ત્રણ વાગે ઊઠીને નીકળે છે ને ગામડામાં ઘૂસે છે. ઘૂસવા દો, તમારાં ઘર ફોડી તાળાં તોડી બારણાં ચીરી પેસવા દો. એવી ઘરફોડી ન કરે ત્યાં સુધી આ રાજ શોભે નહિ. એમ ઘર ફોડીને એમને હાથે ચોરીઓ કરાવીએ ત્યારે આપણે ખરા.

## જુઓ આ પ્રજાનો બાપ !

પોલિસ લાવી, અમદાવાદથી પઠાણ લાવી દોરડાં લઇ રાતનાં વગડામાં ઢોર ઝાલવા નીકળે છે ને પોતાને સરકારી માણસોની કાયદેસર મંડળી કહેવડાવે છે! પણ દુનિયા જોશે કે ગેરકાયદે ટોળી કે ધાડપાડુઓ બીજા કેવા થતા હશે! આ સરકાર ખેડૂતોના માબાપ હોવાનો દાવો કરે છે. હું પ્રજાને બતાવું છું કે જુઓ આ પ્રજાનો બાપ!

## ખેતીવાડી પ્રદર્શનો અને સહકારી મંડળીના પ્રપંચ

ગુજરાતમાં આ વરસની આખરે અમદાવાદ ખાતે ખેતીવાડીનું પ્રદર્શન કમિશનર સાહેબની દેખરેખ નીચે ભરાવાનું છે, ને બારડોલીના ખેડૂતોનું કલ્યાણ ચાલી રહ્યું છે તેમ ગુજરાતના ખેડૂતોનું કલ્યાણ કરવા ગવર્નર સાહેબને બોલાવી એ પ્રદર્શન ખોલવામાં આવનાર છે. પૂનામાં આવું જ પ્રદર્શન ભર્યું હતું ત્યાં પરદેશી હળ હથિયારો ને ખેતીનાં ઓજારો ખપાવવાના અને ખેડૂતોને આંજવાના ધંધા સિવાય બીજું શું હતું એ સૌએ જોયું છે. માટે ખેડૂત માત્ર આ બધા પ્રપંચ સમજી જાઓ ને આંખે પાટા બાંધે છે તે છોડી નાંખો. જેમાં સરકારનો સંબંધ હોય તેવી આવી દરેક ધાંધલમાંથી હાથ ધોઇ નાંખો, તેમાં કોઇ ભાગ ન લો. બારડોલીમાં કપાસનું જીન છે તેમાં સરકારનો સંબંધ છે. સહકારી મંડળી બનાવીને તેની મારફત ખેડૂતોનાં કપાસ વેચાવવાનું એમાં લફરું છે. આજે બારડોલીના ખેડૂતોના પૈસા વસૂલ કરવા ખાતર એ જીન ઉપર સરકારે પોલિસ બેસાડી છે! આમ જેટલાં જેટલાં તેનાં ખાતાં છે તે બધાં અંતે પ્રજાને ફસાવનારાં છે. તેમાં ખેડૂતોનું ને પ્રજાનું કલ્યાણ ઉપરટપકે દેખાડે છે પણ છેવટે

તો લોકોનાં ગળા પર બંધ મૂકવાં કર્યા છે. માટે તમારી આંખો ઉઘાડો. એવાં કામ શા માટે કરો કે તમે એની તળે જઇને પડો ? હું તમને એ જ શીખવવા માગું છું કે એમ તળે આવ્યા હો ત્યાંથી નીકળી જાઓ.

## રેલ્વે શાને સારૂ કરી ?

રેલ્વે કરી તે પણ તમારા ફાયદા સારુ કરી એમ કહે છે અને એ બહાને તમારા પર વેરો વધારે છે. રેલ્વે કરી ત્યારે ખેડૂતોને પૂછ્યું હતું ? એ રેલ્વે તો લશ્કર લાવવાં હોય ત્યારે સહેલાઇથી લાવી શકાય ને તમારો ટોટો પીસવો હોય ત્યારે સહેલાઈથી તેમ કરી શકાય તેટલા સારૂ કરી છે. એકે કામ એણે તમારા કલ્યાણની શુદ્ધ દાનતથી કર્યું હોય એમ નથી. હા, એનું કામ થતાં તમારી થોડી સગવડ સચવાતી હોય તો ભલે. પૈસા લઇને તેમ થવા દેશે. તમને થોડી સગવડ મળે ને તમે સુખી હો તો ચૂસતાં ફાવે !

સરકારને હવે નગારાંની બીક લાગવા માંડી છે. તમારાં ગામોમાં છોકરાં નગારાં વગાડશે તો એનું રાજ ઊંધું વળી જવાનું છે. આટલી તોપ બંદૂકો લાવલશ્કરવાળી સરકાર નગારાંથી ને પોટાશના ફટાકાથી ડરે છે ? એનામાં કેટલો ભડકાટ પેઠો છે. બીજી એક વસ્તુ સંભાળજો. કલેકટર તાલુકામાં આવ્યો ત્યારથી આઠ દસ દિવસ થયાં એ વિમાસણમાં પડયો છે. એના કાન ઊંચા થયા છે અને થયું છે કે આ લોકો હવે એમ હાથમાં આવે એવું નથી. એઓ ખુવાર થવાને તૈયાર થએલા છે. જો એમનામાં તોફાન કે છમકલું ન થાય તો બાજી હાથમાં

ન આવે તેથી હવે એને તોફાન મારામારી ખુનામરકી ને દેવતાની તાલુકામાં ગંધ આવવા લાગી છે. સરકારને એટલું બહાનું જોઇએ છે.

### છક્કડમાં ન ફસાઓ

એની છક્કડમાં તમે કોઇ ન ફસાઓ. ઢોલ વાગ્યાથી કે નળી ફુટવાથી રાજ જતું રહેશે એવો જે ડર રાખે તેથી શું ડરો ? આ બધી તમારે સારુ જાળ પાથરવામાં આવે છે. કોઇ તેમાં ન આવો. ઢોલ ત્રાંસાં ને ફટાકા ભડાકાની જાળમાં તાલુકાના એક માણસને હું નહિ ફસાવા દઉં એની સરકાર ખાતરી રાખે. એવા જાહેરનામા પર પણ જ્યારે લડવાની જરૂર હોય ત્યારે આપણે લડાઇ આપીએ પણ એના પ્રપંચમાં તાલુકાના લોકને ફસાવા દઇને હું એને મોકો નહિ આપું. અત્યારે તો આપણે ઇન્સાફ ન થાય ત્યાં સુધી મહેસૂલ કોઇ વાતે નથી ભરવું એ મુદ્દા ઉપર જ લડવું છે. નગારું વગાડીને એવા ધૂળ જેવા જાહેરનામાનો ભંગ કરી બસો રૂપિયા આપણે આપવા નથી. એને ક્યાં સાક્ષી પુરાવાની જરૂર છે ? એ પ્રપંચમાં આપણે નથી ફસાવું. ઢોલકાં નગારાંથી શું થવાનું ? હવે એની જરૂર જ શી રહી છે ? કોણ નથી જાણતું કે જપ્તી અમલદાર ત્રણ વાગ્યાના ઊઠીને ગામોમાં પેસે છે. પણ એમના ગ્રહ જ વાંકા છે ! છતાં ભલે ફરે. આપણો ધર્મ એટલો કે એ ગમે ત્યારે આવે, બારણે તાળાં પડેલાં જ હોય ને એને હાથ કંઇ ન આવે. એને તાળાં ભલે તોડવા દ્યો. તાળાં ન તોડે ત્યાં સુધી આપણે એમને ઓળખીએ કેવી રીતે કે આ આવા છે ને આટલી હદે જઇ શકે છે.

## જાહેરનામા

આજે તાલુકામાં જાહેરનામાં ચોડાયાં છે તેમાં લખે છે કે સરકારી કચેરી લોકલબોર્ડ વગેરેનાં મકાનો પાસે ભેગા ન થાઓ. આપણે જઇને શું કરવું છે ? હું તો દિવસો થયાં તમને કહી રહ્યો છું કે અમલદારોની પાસે જ ન જાઓ. એમના સામું ન જુઓ. સામો મળે તો પીઠ ફેરવીને ચાલ્યા જાઓ. એની સામે જોવાની પણ આપણે શી જરૂર હોય ? થોડા દિવસ કરી તો જુઓ. એ અમલદાર દાઢીમાં હાથ ઘાલતા આવશે કે ભાઇસા'બ ગમતું નથી. અમલદારી તો પ્રજા ઉપર હોય. પ્રજા સામું પણ નહિ જુએ ત્યારે તો અકળાઇ ઊઠશે ને અંદર અંદર ઠોંસા મારશે.

## ખરી ચૂંક

પણ જાહેરનામાનો ખરો અર્થ તો એ છે કે એમને એકે વેઠિયો નથી મળતો, એકે ગાડાવાળો નથી મળતો, હરાજીમાં માલ લેનાર તાલુકામાંથી કોઇ મળતો નથી. ખરી ચૂંક જ એ છે. અને એને એક પણ વેઠિયો એક પણ માણુસ આ જબરજસ્તીના કામમાં મદદ કરનારો ન મળે એમ કરવું એ તો આપણો ધર્મજ છે—પછી ભલે સરકાર જેલો ભરી કાઢે. આપણા વેઠિયા, આપણા દૂબળા, આપણા ગાડીવાળા, રાત દિવસ આપણી સાથે રહેનારા એ સરકારને મદદ શેના કરે ?

આપણે એમને એટલું ન સમજાવી શકીએ ? હા, એમને ડરાવી ધમકાવીને ન રોકીએ. પણ આપણી સમજૂતથી ને ઉદારતાથી રૈયત આખીની લડત, જેમાં એ પોતે પણ આવી જાય છે તે, એ સમજી જાય ને તમારી હૂંફથી ને તેજથી એનામાં અમલદારોની

બીક મટી હિંમત આવે કે ભલે મારું વાવલું જાય એમ આપણે કરવું જોઇએ. એમ એ રાંકડા માણસો પણ ટટાર થઇ જાય ને પોતાના વાવલાને લાત મારે ને અમલદારને સંભળાવી દે કે બળ્યું તારં વાવલું, હું આવા પાપી કામમાં હરગિજ નહિ ભળું. એ થોડો જ તલાટી કે જપ્તીદાર છે કે એનાથી છોડયું છોડાય નહિ ?

આજે વાલોડમાં જપ્તીના બે ખાટલા એક પાટ ને થોડી જુવારની હરાજી કરી. એક માણસ લેનાર ન મળે. હવે પોલિસના સિપાઇઓ આણ્યા છે તેને જ પચાસનો માલ રૂપિયે રૂપિયે રાખવા દે છે ! જુઓ ન્યાય ! આવા ફજેતાના ફાળકા રોજને રોજ થાય છે.

## ભલે દેશવટો લેવો પડે

સરકારને ૫ લાખ વસૂલ કરવા માટે ૫૦ લાખ ખરચી નાંખવા છે પણ પ્રજાની મૂંડી નીચી નમાવવી છે. પ્રજા પણ પ્રતિજ્ઞા લઇને બેઠી છેઃ ભલે ખુવાર થઇ જવું પડે, માલમિલકત બધી છોડવી પડે, ભલે તાલુકો છોડી દેશવટો લેવો પડે, પણ પાછા હઠવાની હવે વાત નથી. અંતે સરકારની જ લાજ જવાની છે. એવી સરકાર નભે જ નહિ, એ ભૂકો જ થાય. લોકોની આવી મક્કમતા જોઇને સરકાર હવે છંછેડાઇ છે ને હવાંતિયાં મારે છે કે લોકોને હવે કઇ રીતે ડરાવવા ?

## કચેરી કે કસાઇખાનાં ?

હવે ઢગલાબંધ ખાલસા નોટિસો કાઢવા માંડી છે. હું તો પહેલેથી કહેતો હતો કે સામટી છપાવી મંગાવો કે ઝટ પાર આવે. આજે કચેરીનું કસાઇખાનું બની ગયું છે. જપ્તીમાં પકડી આણેલી ભેંસો પાણી વિના મરે

છે. જો બધો તાલુકો જ ખાલસા કરવો છે તો પછી આ બધી જપ્તીઓ ને ભેંસો ને કસાઇના ધંધા શાને ખાતર ? કસાઇ તો સારો કે એક ઝટકે સાફ કરે. છાંયે બેઠા બેઠા ખાલસા નોટિસો લખ્યા કરોને ? તડકે રવડવું પડે શું કામ ? હવે ભેંસો કચેરીના કંપાઉન્ડમાં મરવા પડી છે ને એક પાણી વગર ટળવળીને મરી ત્યારે વેટરનરી ડાક્ટરને પૂછે છે કે શાથી મરી ? શું આંધળાને સૂઝે એવું નથી કે શાથી મરી ? તમે કેમ દેખતા નથી ? પેલો ભેંસનો માલિક દાવો કરે ત્યારે જવાબ દેજો. પણ એ દાવો માંડે કે ન માંડે, રૂપિયા તો નજીવી બાબત છે. પણ હું પૂછું છું કે તમારે જમીનો ખાલસા કરી તાલુકાને કાઢી મૂકવો છે તો પછી આમ ભેંસો પાછળ શા સારુ પડયા છો !

## સરકારના સલાહકારો કેવા છે ?

૫–૫૦ લાખની જમીનો પર ખાલસા નોટિસો કાઢી છતાં હજુ લખ્યા જાઓ છો. પછી ભેંસોને શું કરશો ? નહિ તો પછી ખાતેદારોનાં બૈરાં છોકરાં ઉપર પણ નોટિસો કાઢો કે આ પણ છોડી દો ? કંઇ અક્કલ રહી છે ? સરકારને સલાહ આપનારા પણ કેવા મળ્યા છે તે જુઓ. અમલદારો આખો દિવસ ઢોર પકડે છે, ને કચેરીમાં લાવી પૂરે છે. ઢોર પકડવામાં મદદ કરવા ને સાચવવા અમદાવાદથી પઠાણો આણ્યા છે. આમાં સરકારની કેટલી આબરૂ જાય છે, તેનો તેને સલાહ આપનારા વિચાર કરે છે ? હું કહું છું કે તદ્દન નાલાયક સલાહકારો સરકારને મળ્યા છે. અને આમ કેટલા દિવસ ચાલવાનું છે ? થોડા દિવસમાં કાયર ન થઇ જાય તો કહેજો.

## બળ્યા એ અવતાર !

વાલોડના થાણામાં એક જણ ભેંસનું પૂછડું પકડી રહ્યો છે, ને બીજો દુહે છે ! કોઇએ આનો ફોટો પાડયો છે. સરકારની નોકરી કરવા જતાં ગોવાળિયા અને ખાટકી થઇને મરવાનું. બળ્યા એ અવતાર !

સરકારી નોકરો કહે છે કે ગામનાં છોકરાંના ડંકાનગારાં કરતાં આ ઢોરોની રાડોથી કાન ફૂટયા. કાઢોને જાહેરનામું એ ભેંસો પર કે અવાજો ન કરવા ! તમારા થાણામાં તો છે તમારી હકુમત હેઠળ.

હજુ તો એમાંથી ઓળખે છે ને બિનખાતેદારનાં નીકળે છે તે પાછાં આપતા જાય છે ! બિનખાતેદારોનાં ઢોર લીધાં શા સારુ ? ૫–૧૦ જણા મળીને બંદૂક લઇ વગડામાંથી બિનખાતેદારનાં ઢોર હાંકી આણ્યાં તે ધાડ (ડેકોઇટી) થઇ. એને સારુ ૫–૭ વરસ જેલ મળે એ જાણો છો ?

## ઊલટો ચોર કોટવાળને દંડે !

એક બિનખાતેદાર આવ્યો. કહે 'તમે મારાં ઢોર હાંકી આણ્યાં છે તે પાછાં આપો.' તો કહે 'બે દિવસનું ખરચ આપ.' જોજો ન્યાય ! ઊલટો ચોર કોટવાળને દંડે છે ! પેલો કહે 'પેલી સામી છાવણીમાં ધોળી ટોપીવાળાને જઇને પૂછી આવું ને એ સલાહ આપે તો ખરચના પૈસા ભરું.' તો કહે 'લઇ જા, લઇ જા તારાં ઢોર.' પેલો માણસ તો બિચારો જાણે કે ધોળી ટોપીવાળા જે ન્યાયની વાત હશે તે જ સલાહ આપશે. શી આ બધી સરકારની શોભા !

ત્રણ ત્રણ ખાસ જપ્તી અમલદાર નીમ્યા છેઃ સ્પેશિયલ મેજિસ્ટ્રેટ, પોલિસના પગાર, ઢોર હાંકવા પઠાણો આમાં ઓછી ઇજ્જત જાય છે ? હું તો કહું છું ટોળાં ઢોર હાંકી જાઓ. જુઓ ગામનું એક છોકરું પણ પાછળ આવે છે ! તાલુકાના લોક આવીને મને કહે છે કે રજા આપો તો એ પાંચ હજાર ઢોર સામટાં આપી દઇએ. પણ હું કહું છું ના. એમને આમ જ કરવા દો. તમે ઘડાઓ. તમને તાલીમ મળવા દો. જે તાલુકામાં સો વરસે પણ એક ખાતેદાર ઉપર મહેસૂલ વસૂલી માટે નોટિસ નહોતી કાઢવી પડતી ત્યાં આજે કેવો યજ્ઞ મંડાયો છે ને તે શા ખાતર એની સરકારને ને દુનિયાને બરાબર ખબર પાડવા દો.

## પઠાણ સારા

પઠાણો પણ આથી સારા. પઠાણ દોકડો વ્યાજ લે, એ દોકડા વ્યાજ લે, પણ ક્યાંએ એવું સાંભળ્યું છે કે ત્રણસેંના લેણા ખાતર ૨૦૦૦નો દારૂ ને ઉપર ૨૫–૩૦ હજારની જમીન મૂકી દો ? લઈ લ્યોને બધી જમીનો. વળી ખાલસા નોટિસો કાઢો છો તો આ જપ્તીઓ ને પઠાણો ને બીજી બધી ઉફાંદ શા માટે ? કાં તો ખાલસાનું બધું પોલું છે ને નાહક ડોળ કરો છો ને કાં તો જપ્તીઓનું બધું ખોટું છે. એમાંથી કયું ખોટું છે, નાટક છે તે તો સમજાવો. અમારે ક્યાં ખોટું લડવું છે ? ન્યાયથી માગો તો અમારે ચોવીસ કલાકમાં ભરી દેવું છે, પણ અન્યાયથી તો મરચાંના તોબરા અગાઉના વખતમાં બાંધતા તેમ દાટી દઇને, અન્યાય ગળાવીને પ્રજાને ખસ્સી કરીને લેવાય એમ મનમાં ખાંડ ખાતા હો તો તે કદિ નહિ લેવાય.

## રવિશંકરનો મંત્ર

રવિશંકરે તમને જે મંત્ર આપ્યો છે તેને પકડી રાખજો. એ તમને આ લડતની ભાળવણી કરી ગયો છે, તમને સોંપી ગયો છે. તેને પાછો આણીશું, તેનો વરઘોડો કાઢીશું, ને તેને કામનો હિસાબ આપીશું, ત્યારે આપણું કામ પૂરું થશે. એવો પવિત્ર બ્રાહ્મણ જેણે પરગણામાં ચેતન રેડયું ને પોતાનું તેજ આપ્યું, તે પોતાનું બળિદાન આપે ત્યારે આપણે આનંદની ઊજવણી કરીએ તો જ એણે આપણને આપેલું શિક્ષણ શોભે. માટે બધા સમજો, ને જે નિર્ભયતાના, ત્યાગના અને દુઃખ સહન કરવાના પાઠ રવિશંકરે તમને આપ્યા છે, તેને ગ્રહણ કરી શાંતિ રાખી અડગપણે તેણે મૂકેલો વારસો શોભાવો. ઇશ્વર તમારું કલ્યાણ કરો.

## વાતચીત

પાછળથી શ્રી. વલ્લભભાઇએ આખી મેદનીના ખેડૂતોને પૂછ્યું હતું કે, 'કોઇને કંઇ પૂછવું છે ? તમને બધી સમજ પડે છે ને ?'

(જુદી જુદી તરફથી અવાજો) 'હા, હા. બધી સમજ પડી ગઇ છે, હવે કોઈ ડરવાનું નથી.'

કેટલીક વધુ હકીકતો સરકારી રંજાડની ખેડૂતો તરફથી સરદાર વલ્લભભાઇને કહેવામાં આવી હતી, અને 'તેવું બધું સરકારી અમલદારો અને માણસો કાયદા હેઠળ કરી શકે ખરા ?' એમ પૂછતાં સરદારશ્રીએ જણાવ્યું હતું કે, 'શું ન કરી શકે એ પૂછો જ નહિ.'

રવિશંકર જેલમાં ગયા તે સરકારને ગાડાં ન મળ્યાં તેથી. હવે આપણે એવું કરવું જોઇએ કે, સરકારને સમજ

પડે કે રવિશંકરને જેલમાં પૂર્યાથી કંઇ ગાડાં મળી નહિ જાય. ગામેગામ બંદોબસ્ત કરો. અઢારે વર્ણને સમજાવો, ને એકકો કરો. માત્ર કોઇપણ જગાએ બળ વાપરીને દબાણ ન આણો. ૮૮૦૦૦ માંથી એકાદો વરાડવાળા પારસી જેવો નીકળે તો ભલે નીકળે. એનું નામ મૂકી દો ને સંપ કરો. કોઇ રીતે જુદા ન પડો. અત્યારે અંદર અંદર લડવાનું હોય જ નહિ. ભૂખે મરશું પણ જુદા નહિ પડીએ, ભલે જેલમાં જવું પડે.

અત્યારે તાલુકો આખો જેલ નહિ તો બીજું શું છે ? નહિ તો ઘેરઘેર તાળાં શેનાં હોય ? ને બંદૂકવાળા શેના હોય ?

એક ખેડૂત—રાતના ત્રણ ને ચાર વાગે સીમમાંથી ધણીનું નામઠામ જાણ્યા મૂક્યા વગર ઢોર પકડે છે તેમ પકડી શકે ?

સરદાર—મેં કહ્યું નહિ કે શું ન કરી શકે તે પૂછો જ માં ?

બીજો ખેડૂત—મેં તો જપ્તી અમલદારને કહ્યું કે હજાર ઢોર સામટાં લઇ જાઓને વાળી આપીએ, તો કહે ના, રોજનાં બબ્બે આપો.

સરદાર—એને રોજ ડાયરી ભરવી જોઇએને ? સામટાં કેમ લે ? આવી કનડગત લાંબી નભવાની નથી. હું અમલદારોને કહું છું કે હજુ જુઓ તો ખરા, તમારે હાથે તમારા પોતીકા લોકોનાં ચામડાં ચીરવાનો તમારે માથે વખત આવવાનો છે. પેટને ખાતર નોકરી કરવાને પણ હદ હોય. આવા ધંધા કરવા પડે તે કરતાં પેટ ફોડી નાંખ્યું શું ખોટું ?

એક જણ—સરભોણના જપ્તીદાર તલાટીઓને સાંજે મોડે સુધી કામ કરાવે છે, ને રાતના બે ત્રણ વાગે ઉઠાડીને સાથે લઇ ગામડાં ફરવા નીકળે છે. રાત્રે સૂવા પણ પોતાને મુકામે જ બોલાવે છે!

## તલાટીઓ કે પરણેતર?

સરદાર—શરમ છે એવી નોકરી કરનારને અને કરાવનારાઓને! શું તલાટીઓ એની પરણેતર સ્ત્રીઓ છે? લાત મારવી જોઇએ એવી નોકરી ઉપર, ને રાજીનામું ધસીને ફેંકી દેવું જોઇએ. શું સરકાર એવી નોકરી માગે છે કે તલાટીઓએ દિવસના અમલદારોની રસોઇ કરવી, અને રાત્રે કામ કરવું ને તેના મુકામ પર સૂઇ રહેવા જવું, અને વહેલા ઊઠીને જપ્તી અમલદાર સાથે જવું? હું આ સરકારને ઓળખું છું. એ એવી નોકરી હરગિજ નથી માગતી; તમે પ્રામાણિકપણે એની નોકરી કરો, નોકરી કરવી છે ત્યાં સુધી એના વફાદાર રહો. એને પૂરા આઠ કલાકનું કામ આપો, પણ આ શું? થોડા વખત પર કોઇ વાત લાવ્યું હતું કે તલાટીઓ પાસે રંધાવે છે, અહીં કહો છો કે સૂવા બોલાવે છે. મને નવાઇ લાગે છે કે એવા માણસને લાજ કેમ નથી આવતી? તમે નોકરી કરો, પણ તમારું સ્થાન ચૂકીને સ્થાનભ્રષ્ટ થઇને નોકરી કેમ કરો? સાફ કહી દો કે આઠ કલાકથી વધુ નોકરી જોઇતી હોય ને રાત્રે કામ કરાવવું હોય તો લખીને હુકમ આપો. ને રાતપાળીનો પગાર આપો. આટલી પોલિસ, આટલા પઠાણ, આટલા અમલદાર આણ્યા છે, ૫ લાખ વસૂલ કરવા ૫૦ લાખ ખરચવા છે, તો તમને કાં રાતપાળી ન આપે? અત્યારે

માગવાનો મોકો છે, પછી કોણ આપવાનું છે ? મિલનો મજૂર પણ વધુ કામ કર્યાની મજૂરી માગે છે !

## મોભો જાળવતાં શીખો

તલાટીઓને આટલું અકળાઇને કહું છું, તે એમનું માન ભંગ કરવાને માટે કહું છું એમ ન માનશો. આ અમલદારોને ત્યાં રાંધવા ને સૂવા બોલાવ્યાનું સાંભળ્યું ત્યારની મને ઝાળ લાગી છે. કેટલું ખરાબ ? કેટલું નીચ ? એના કરતાં તલાટીઓ જોડે લગન જ કરી લ્યોને ? તલાટીઓને આવી વાત કરવાની અમલદારની હિંમત જ કેમ ચાલી શકે ? તમને હિંમત કરીને બોલતાં, સ્વમાન સાચવતાં ને તમારો મોભો જાળવતાં આવડવું જ જોઇએ.

તલાટીઓને, અમલદારોને સૌને તમે માનભેર અને સભ્યતાપૂર્વક વર્તતાં શીખવો. કોઇ અમલદારને ચીડવવાનું આપણે હોય નહિ. એમને સભ્યતાથી નોકરી કરવી હોય તો શા સારુ ચીડવીએ ? પણ જ્યારે એમનામાંથી માણસાઇ જાય, ત્યારે તો સરકારી નોકરોને પણ કહીએ કે આ શું કરો છો ? મજૂર કરતાં તો વધુ હિંમત દેખાડો ?

*
* *

# વ્યાખ્યાન ૯ મું

## સન્મુખલાલ જેલમાં

[ વાલોડનો વણિક શાહુકાર જેલમાં જાય છે. ખાલસા નોટિસોનો મારો ચાલે છે, અને બીજી રીતે પણ સરકાર તરેહતરેહની અફ-વાઓ ફેલાવી ઝેરી પ્રચારકામ કરે છે. એવી પરિસ્થિતિમાં તા. ૧૫-૫-૨૮ ને રોજ ભામૈયામાં આપેલું ભાષણ ]

આજે હું બારડોલીના ખેડૂતોને મોટા કરજના બોજા નીચે મૂકીને ચાલ્યો આવું છું. વાલોડના સુકોમળ વાણુક શાહુકાર સન્મુખલાલ ખાનદાન કુટુંબનો નબીરો તમારે માટે છ માસની સખત જેલ લઇને તપ કરવા ગયો છે. ખુદ તમારા તાલુકાની પેદાશના આવા જુવાનને જેલ મોકલતાં મને આંચકો નથી આવ્યો. સરકારે આવા ચારિત્રવાન બત્રીસલક્ષણાને તમારામાંથી પસંદ કર્યો તેથી હું રાજી થયો છું. આટલું સુંદર અને સ્વચ્છ બલિદાન બીજું આપણે ન આપી શકત. એની પવિત્ર વૃદ્ધ બહાદુર વિધવા માતા એને સ્ટેશન સુધી વળાવવા ગઇ ને આશીર્વાદ આપી કહ્યું 'બેટા, ભારત માતાનું મુખ ઉજ્જ્વળજે !' આવી માતાને પેટે જન્મ લેવાનું મન થાય.

સરકાર આજે ખેડૂત અને શાહુકાર વચ્ચે ભેદ પડા-વવા માગે છે. તમારી રક્ષાને માટે આ તાલુકામાં આજે શાહુકાર આગળ થયા છે તે સરકાર આવી એકતા કેમ

સાંખે ? તેથી સરકાર તેમને કોઈ પણ ભોગે તોડવા માગે છે ને તેમના ઉપર એક સરખો મારો ચલાવ્યો છે. ચોથાઈ નોટિસો તેમના પર જ સૌ પહેલી. ખાલસા નોટિસો પણ સૌ પહેલી તેમના ઉપર. ખાલસા કરી પણ તેમની જ જમીનો સૌ પહેલી. ને હવે જેલ જવામાં પણ તાલુકાનો શાહુકાર વાણિયો જ આજે પહેલો થયો છે.

## પડખે રહો

ખેડૂતોને બચાવવા આટલો મારો ખમી તેમણે આટલે સુધી તમને બચાવ્યા છે. સરકાર લડાવીને આપણને તોડવા ને આપણા પગ ભાંગવા માગે છે. તે વખતે આપણો ધર્મ છે કે આપણે કોઈ રીતે તૂટવું નહિ. હું તમારી વતી સન્મુખલાલને નિર્ભય કરીને આવ્યો છું કે બારડોલીના ખેડૂતોની પડખે તમે રહ્યા છો તે જ રીતે ખેડૂતો ઠેઠ સુધી તમારી સાથે રહેવાના છે. હવે જો બારડોલીના ખેડૂતો પાછું વાળી જુએ તો સન્મુખલાલનો વિશ્વાસઘાત થાય અને રવિશંકર, ચિનાઈ, શિવાનંદ જેવા તમારે માટે તપ કરવા ગયા તેમણે આપણને આપેલું શિક્ષણ લાજે.

## ચોર વ્યસનોની મદદ શોધે છે

કમિશનર સાહેબ આપણાં જ માણસો મારફત અત્યારે તાલુકામાં ઝેરી પ્રચારકામ કરી તાલુકાની હવા બગડવા અત્યંત પ્રયત્ન કરી રહ્યા છે. આપણી વચ્ચે નિશાચરો ફરે છે. ચોરની પેઠે તેઓ રાતવરત લોકોને મળી ફોડવાના પ્રયાસ કરે છે. વ્યસનીઓનાં વ્યસન શોધે છે, નબળા લોકનાં ચાંદાં શોધે છે ને તેમનો ઉપયોગ કરી લઈ તમારી વચ્ચે ઝેરી હવા ફેલાવવા મથે છે. કોઇને

તેડી લાવી જમીનો બતાવે છે, કોઈના કબાલા લખાવ્યાની વાતો તાલુકામાં ફેલાવે છે. સરકાર નવાં પત્રકો કરાવે છે કે તાલુકામાં દેસાઇઓ કેટલા ? તેમને બોલાવશે, કહેશે તમારી દેસાઇગીરી લઇ લેશું, તમે વફાદાર નથી ! જે પ્રજા રાજ્યને અન્યાય કરતાં ને ધર્મભ્રષ્ટ થતાં રોકે તે જ ખરી વફાદાર, બાકી બીજી ગુલામ. ગુલામો ઉપર તો ગુલામ હોય તે જ રાજ કરવા ઇચ્છે છે. શહેનશાહ ન કરે. દેસાઇગીરી એ રીતે જ રહેવાની હોય તો તે ફેંકી દઇને તમારી માણસાઇ બતાવો.

## દેસાઇઓ પાછળ પટેલોનો વારો

દેસાઇગીરી રાખવા ખાતર આજે દબાશો તો કાલે કહેશે જપ્તીનો માલ રાખો, પછી કહેશે ખાલસાની જમીનો રાખો, પછી કહેશે બીજા પાસે પૈસા ભરાવો. દેસાઈઓ પાછળ પટેલોનો વારો આવશે. પટેલો એ સમજ્યા તેથી આજ લગી તેમની માગ્ન રહી છે ને જપ્તીકામમાં ભળવાનું કહેવાની સરકારની હિંમત નથી ચાલતી. એવા જ મક્કમ રહેશો તો તરી પાર ઊતરશો.

બંદૂકના પરવાનાવાળાઓ, તલાટીઓ અને એવા જે સરકારને આધારે રહેનારા છે, પાંગળા છે તેમની યાદી થાય છે. તેમને કહેશે તમારા પરવાના લઇ લેશું. તો ફેંકી દેજો એના પરવાના. હવે ભરદરિયે વહાણ છે: ડુબાડવું હોય તો પાછળ જોજો, આગળ જુઓ કાંઠો દેખાશે. અડગપણે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી ટેક પર રહો.

## ૫૦ લાખ કોના બાપના ?

કમિશનરને બીક છે કે બારડોલીમાં નમતું દેશું તો આ ધાંધલિયા ખેડા જિલ્લામાં ૫૦ લાખ આપ્યા છે તે

પર પાણી ફેરવાવશે. ખેડૂતોને અપ્રામાણિકતા શીખવવી એ અમારું કામ નથી પણ એ ૫૦ લાખ કોના બાપના ? કમિશનર વિલાયતથી લાવ્યા હતા શું ? ખેડૂતોએ વરસોવરસ લાખો રૂપિયા ભરી દુકાળ રેલ જેવાં સંકટ સામે વિમો ઉતાર્યો છે તેમાંથી આપ્યા છે અને તે પણ ક્યારે ? જ્યારે કહ્યું કે અત્યારે ગુજરાતના ખેડૂતને ટટાર કરી ઊભો નહિ રાખો તો મારા જેવો કોઇ ભૂંડો નથી એમ સમજજો. કારણ હું ખેડૂત છું. અમારાં છાપરાં ખેદાનમેદાન થઇ ગયાં છે, ઢોરઢાંખર અનાજપાણી રાચરચીલું તણાઇ ગયાં છે, ને અમે કપાળે હાથ દઇ બેસી રહીશું એમ માનતા હો તો તમારી ભૂલ છે. શાહુકારના પૈસા પાછા ન દેવા એવું શીખવનારો હું નથી, પણ ઢંગ આવા હશે તો હું શું કરીશ ને કોઇ શું કરશે ?

## મનીઓર્ડર મંગાવતા હશે !

ખેડાના ધાંધલિયા અહીં આવીને ખેડૂતો પર જીવે છે ને કમિશનર સાહેબ સાડા ત્રણ હજારનો મનીઓર્ડર વિલાયતથી મંગાવીને ખાતા હશે ? તમે કોના પર જીવો છો ? આજે ત્રણ મહિના થયા બારડોલીમાં કદિ પગ મૂક્યો છે ? પઠાણો, અમલદારો, રાત્રે ઊઠીને ઢોર પકડવા ટોળાં, જમીનો ખાલસા, બધું તાપી કાંઠે બેસીને. ખેડૂતોને કહું છું એ દાઝયા ઉપર ડામનો એકવાર સરખો હિસાબ કરી લીધે જ છૂટકો છે. આવાં અપમાન ખમવા કરતાં મરવું સારું.

જ્યારે ખેડૂતોમાં એટલી એંટ આવશે ત્યારે જ ખેડૂતોની ઇજ્જત બંધાશે. તમે ખેડૂતોને રીઝવી શક્તા હો

તો ખેડૂતો મારા જેવાને શા સારુ ઊભો રહેવા દે? તમે કેમ ખેડૂતોને નથી રીઝવી શકતા ?

કલેક્ટરમાં બળ હોય ને સાચી ધગશ હોય તો આજે એક કલાકમાં તાલુકો હાથ કરે. કહી દે કે મારી રૈયત ઉપર જુલમ નહિ કરું. લઇ લ્યો આ રાજીનામું જોઇએ તો. પણ કમિશનરને તો કોઇપણ ભોગે પ્રજાને પછાડવી છે તેથી આ બધો ઉદપાત માંડયો છે. પણ તમે ન ડગશો. જે રાજ પોતાના ખેડૂતોને નથી રીઝવી શકતું ને જેમાં ખેડૂતને માન નથી તે રાજતંત્ર રહેવા લાયક નથી.

## દેવાળું કાઢવા રાખશે ?

તમને કહેવામાં આવે છે કે તમારી જમીનો કંપનીઓ રાખશે, ગાર્ડો રાખશે. આવડા મોટા રાજને આટલા પઠાણો પોલિસો રાખીને પણ જે જમીનો સાચવતાં ન આવડી તે કંપની શું દેવાળું કાઢવા રાખશે? આજુબાજુ બ્રિટિશ ગાયકવાડી એકેએક તાલુકામાં ફરી આવો. કયો ખેડૂત બારડોલીની જમીનો ખેડવા આવવા તૈયાર છે ? એ કંઇ પઠાણ રાખી ભેંસ હાંકી જવાની નથી. કોઇ ચોરડાકુ, કોઇ પૈસા ખોઈ ભિખારી થએલા ગરજુને સરકાર ભલે શોધે. એક વરસ જુઓ તો ખરા કોણ જમીન ખેડે છે ?

## બારડોલી કચેરીમાં જીવદયા ખાતું !

ઘાટકોપરમાં જીવદયાવાળાનું મોટું ખાતું છે ત્યાં ગવર્નર સાહેબ જઇને મોટું ભાષણ કરી આવેલા. અહીં આવીને જુઓ તમારા કલેક્ટર સાહેબ બારડોલીની

કચેરીમાં જીવદયા ખાતું ચલાવે છે ! અહીં આવી ભાષણ કરી જાઓ. ખેડૂતોને કહું છું તમે અમલદારોની પાસે જ ન જાઓ. કહો કે અમારે કંઇ કામ નથી. જાઓ તો મરદાઇના જવાબ દેતાં શીખો.

કહે છે કે આ તો રાજ ઊથલાવવા બેઠા છે. ઊથલાવવા તો તમે બેઠા છો, હું તો કાયમ કરવા માગું છું. તમે દમદાટી દેશો ને ધમધમાટ કરશો તેથી કાયમ નહિ થાય.

## સરકારના દૂબળા

સરકારી અમલદારો અત્યારે તમને એક જ વાત કરી રહ્યા છેઃ 'ભરી દ્યો નહિ તો મરી જશો. સરકાર આ વખતે નહિ છોડે ' એણે આખી ઉમર નોકરી કરી બહાદુરીની વાત જ કદિ સાંભળી નથી. સરકારના દૂબળા જેવા એ લોકો છે. તેમને કહો કે ' ભાઇ, તારૂં પેટ સંભાળ ને. તારા હાથપગ ભાંગેલા છે અને તું નોકરી ન કરે તો બજારમાં કોઇ ટકો ન દે. અમે ધરતી ફોડી ખાનારા અમે થોડા ભાગેલા છીએ ?'

## ગુજરાતને ગાંધીરોગ લાગ્યો છે

સરકારી પક્ષનું એક છાપું કહે છે ગુજરાતને ગાંધીરોગ લાગ્યો છે. એ તદન સાચું છે. એ રોગ બધાને થાઓ. ગાંધીજી શું કહે છે ? તમારા પગ ઉપર ચાલો. એ જમાનો હિંદુસ્તાનમાં ને ગુજરાતમાં તો આપણે લાવવો જ છે. ખેડૂત જગતનો અન્નદાતા શા સારુ પાંગળો રહે ? નિડર થઇને બેસી રહો.

દુનિયામાં આ નવો અખતરો છે. ગાંધીજીએ મૂક્યો છે. દુનિયાએ આજ લગી એક જ જાતની લડાઇ જોઇ

છે: પશુબળ સામે પશુબળની. આ લડત અપાર પશુબળ સામે હાથ જોડી બેસી રહેવાની છે. હાથીના કાનમાં મગતરૂં પેસી ગયું છે ગમે તેટલાં કાન સૂંઢ પછાડે. આમાં રોષ કે ગુસ્સાથી કામ નથી બનતું. ઊલટો ગુસ્સો કરનારો પછડાય છે ને હારી જાય છે.

જેમ સરકાર આમાં વધુ ગુસ્સો કરશે તેમ એનો વધારે ફજેતો થવાનો છે. ને જે રાજ્યમાં તેની ન્યાયની અદાલતો ફજેત થાય છે તે રાજ માથે મીંડું વળ્યું સમજજો.

સરકારને કરી દો કે આ તાલુકાની ધરતી ઉખાડીને દરિયામાં ફેંકી દેવાની હોય તો ફેંકી દો, જોઇએ તો તાલુકા ફરતી તોપો ગોઠવી દો, હોય એટલી શક્તિ ઠલવો. અમારી પાસે એવી પશુશક્તિ નથી. અમારે એવી શક્તિ જોઇતી પણ નથી. અમારી પાસે સત્યની શક્તિ છે ને અમારી ઇશ્વર ઉપર શ્રદ્ધા છે એટલું બસ છે. એ શક્તિ ને એ શ્રદ્ધા દુનિયાને સિદ્ધ કરી આપવાનું ઇશ્વર તમને બળ આપો ને તમારું કલ્યાણ થાઓ.

*
**

# વ્યાખ્યાન ૧૦ મું

## પઠાણુ રાજ્ય

[ બારડોલીમાં પઠાણુ રાજ્ય શરૂ થાય છે, સરકારે મહેસૂલ વસૂલ કરવા ખાતર પોતાનાં બધાં ખાતાં સંડોવ્યાં છે અને તલાટીઓ કુહાડીના હાથા થાય છે તેવી પરિસ્થિતિમાં તા. ૧૯–૫–૨૮ને રોજ બાજીપરામાં આપેલું ભાષણ. ]

વીરચંદ શેઠ પાસેથી તો ખાલસાથી પેટ ન ભરાયું તે ઘોડા લીધા, જપ્તીઓ કરી. આ કરતાં જો જાહેરાત બહાર પાડતા હોય કે આટલાને બંદૂકથી ઠાર કરવા છે તોય ખબર પડે કે કેટલાને રહેવાનું છે. આ તાલુકામાં આજે મહેસૂલ ભરવાની ના પાડવી એ મોટો ગુનો છે, તે માટે પઠાણો મોગલોને ભૂલાવે તેવા જુલમ કરી શકાય. હવે પઠાણોને રાત્રે તમારા વાડાઓમાં ઘાલે છે. જ્યાંથી આણ્યા હશે ત્યાં તો પોલિસને સાચવવા પડતા હશે. એવાઓને તમારા ગામોના ખૂણેખૂણા, વાડેવાડા ને ઘરેઘર બતાવો જેથી ધાડો પાડવી હોય તો તેમને સુગમતા થાય !

### ડાકું હુલાવ્યે ડખલ !

અત્યારે પણ આ લોકનું ધાડું આવે છે. ગમે તેની માલમિલકત ઢોર જે કંઇ દેખ્યું તે કોનું, કઇ હદનું, કશી તપાસ વિના લઇ જાય છે. કોઇથી બોલાય નહિ.

કોઇએ માથું હલાવ્યું તો પણ સરકારી કામમાં અટકાવ કર્યાનું તહોમત ને જેલ ! મેં સાંભળ્યું કે તમારા ફોજદાર સાહેબની હાજરીમાં કોઇને છીંક આવી તે બદલ સરકારી કામમાં અટકાવ કર્યાનો તપાસ ચાલે છે ! શી આબરૂ ? કેટલું આ રાજ્ય હલકું પડયું છે ? જેમ જેમ જુલમ કરશે તેમ તેમ તેની આબરૂના કાંકરા થવાના છે. કમિશનર સાહેબ કહે છે અહીં નમતું દઇશું તો આ લોકો ખેડામાં નહિ દેવા દે અથવા બીજે કર વધારશું ત્યાં પણ પહોંચી જશે. હું કહું છું કે તમારી પાસે આટલી સત્તા છે ને તમે આટલા અત્યાચાર ગુજારો છો, ધોળે દહાડે ધાડ પાડીને કતલખાનાં ચલાવો છો, ખોટા કેસ કરવા પાછળ પોલિસ, ખેતીવાડી, આબકારી ખાતાં સંડોવ્યાં છે ને છેવટ ન્યાય ખાતાને પણ અભડાવ્યું છતાં લોકો મારું જ માને ને તમારું ન માને એમ કેમ ?

## ખેડૂતોને જીવાડવા સારુ ?

અને આજે આટલી અરાજકતા બારડોલીમાં ચલાવી રહી છે તે છતાં સરકાર ખેડૂતના માબાપ હોવાનો દાવો કરે છે ! ને આ કમિશનર ખેડૂતોના કલ્યાણ માટે ખેતી પ્રદર્શન અમદાવાદમાં ભરવા માગે છે. હું એ દાવાનો બધો પડદો ચીરીને અહીં તમને નજરે દેખાડી રહ્યો છું કે આ કમિશનર જેવો ખેડૂતોનો દુશ્મન બીજો નથી. ખેડૂતો હવે નાના નથી કે આંખ મીંચીને માબાપ કહે. ખેડૂતો ઉપર ૨૨ ટકા વધારી તમે માસિક ૩૫૦૦ રૂપિયા પગાર ખાનારા કહો છો કે ખેડૂતોની સેવા કરનારા ખેડૂતના ઉપર જીવે છે અને તેમને ખરાબ કરે છે; તેથી ખેડૂતો નહિ દે તો અમે સખ્તાઇ કરીને–પાયમાલ કરીને

વસૂલ લઇશું. કાયદામાં તેમ વસૂલ કરવાનું પણ ભલે હોય પણ કાયદામાં કઇ જગ્યાએ લખ્યું છે કે અમે તમારા માબાપ તમારા ઉપર પઠાણો લાવીશું, ખોટા સાક્ષી ઊભા કરી કાળામાં કાળાં કામો કરીશું, રાક્ષસો વસાવીશું, મુસલમાન અમલદારો મૂકી કોમી ભેદ પાડી તમને ખેદાન-મેદાન કરીશું ! આ બધી રાક્ષસી સામગ્રી કમિશનર સાહેબે ખેડૂતોને જીવાડવા પાથરી છે !

હું તો કમિશનરની પેઠે ખેડૂતોને કચડવા નથી આવ્યો પણ કમિશનરના કચડ્યા ખેડૂતો કચડાઈ ન જાય તે સારુ ખેડૂતોનો બોલાવ્યો આવ્યો છું ને ખેડૂતોને કહું છું—ચાહે તેટલું કરે, તમારાં ઢોરને રીબાવી કકળાવે, ખાટકીઓને આપે, મિલકત લૂંટી જાય પણ હરગિજ ન નમશો. એને ખબર પડવા દો કે મૂંગા ઢોર રીબાવ્યે ખેડૂતોનાં દિલ કબજે નથી થવાનાં.

## જાણજો ગધેડું ભૂંકે છે !

વાંકાનેરના આઠ ખેડૂતો આજે જઇને સરકારની કોટડીમાં નિરાંતે બેઠા છે. ભલે કોઇ નફટ નિર્લજ ફોજદાર હોય તે તમને દોરડે બાંધીને હવા ખાવા કોટડી બહાર આણે, ભલે એ ગાળ કાઢે ને ચીડવવા પ્રયત્ન કરે. આપણે સભ્યતા તોડવી નથી. નબળો અમલદાર ગાળ દે તો જાણજો કે ગધેડું ભૂંકે છે. જે એક ખુદાથી—ઇશ્વરથી જ ડરનારો છે તે દુષ્ટથી કદિ નહિ ડરે ને અંતે પોતાની સભ્યતાથી દુષ્ટને લજવશે. મેજિસ્ટ્રેટ કહે છે, જામીન આપી ઘેર જાઓ, અહીં રાખવાની જગ્યા નથી. ખેડૂતો કહે છે, અમારે જામીન શા સારુ દેવા ? રવિશંકર, ચિનાઇ વગેરેએ હાજર થવાની જાતખાતરી આપી તેમને

છોડયા ને અમે ખેડૂત લાચાર છીએ એમ જાણી જામીન માગો છો ? અમારે દેવા નથી, અમને અહીં તમારી કોટડીમાં નિરાંત છે.

મેજિસ્ટ્રેટ જવા દેવા કરે પણ ફોજદાર સાહેબ વાંધો લે છે કે અમે એમને પકડવામાં આટલી દોડધામ ને ઉજાગરા કરીએ ને તમે એમને મોઢાને વચને ઘેર જવા દો એ કેવું ? એમ ન ચાલે. આ લોકો શીખવવું જોઇએ એવા છે.

## તલાટી કે માટીનો પીંડો ?

આજે તો સરકારી અમલદારોને તમારી ઇજ્જતની નહિ પણ એમની નોકરીની પડી છે, પેનશનની પડી છે. એમનાથી સરકારનો તાપ નથી સહન થતો. એમને કહેવામાં આવે છે પૈસા વસૂલ કરી લાવો, બસ નીતિ અનીતિ ચાહે તે કરો. તલાટીઓની આજે શી દશા છે ? માટીનો પીંડો બન્યા છે. રાત દિવસ બૂરામાં બૂરાં કામ એની પાસે કરાવે છે. તાલુકા આખામાં ઝેરી પ્રચાર ચાલી રહ્યો છે. હરકોઇ રસ્તે તમને થથરાવવા છે. આ ખાલસાની નોટિસો તો કાઢી છે પછી આ બધી ઉફાંદ શું કરવા ? કોઇ વાણિયો, કોઇ ખેડૂત હવે ડરે તેમ નથી. જેલમાં મોકલશો તો ત્યાં તો મોટા મોટા બેઠા છે. વીરચંદ શેઠ ઉપર જેટલો બન્યો તેટલો હલ્લો માંડયો છે પણ એ ડર્યા નથી. સન્મુખલાલ ગયો, પાછળ ભલે એમને પણ જોઇએ તો લઇ જાય. ખેડૂતો જેલ જવાનું નહિ શીખે ત્યાં સુધી જ બધા ધમપછાડા ચાલશે. માટે આપણે ફોજદારને ચીઠી મોકલીએ કે તમારે ઘેર આવશું. જે અમલદાર આટઆટલાં ભૂંડાં કામ કરાવે તેનો વળી ડર શું ?

## કલેક્ટર કદિ દોરડું લઇ નીકળે છે ?

કલેક્ટર કદિ દોરડું લઇ તમારી ભેંસો પકડવા કે તમારા પર ખોટા કેસો કરવા કે ખુદાને માથે રાખી ખોટી સાક્ષીઓ પૂરવા આવે છે ? માટે તમે બધા અડગ રહેજો. કોઇ ગપગોળા માનશો નહિ. જેટલાં લૂંટ, ત્રાસ, જુલમ સરકારથી કરાય એટલા કરવા દેજો. આપણી નાનીશી લડત સરકારને મોટી ભયંકર લાગી ને આટ-આટલાં ખાતાં એકઠાં કરી આપણને કચડવા નીકળે તો ભલે. આપણું તેટલું માન વધ્યું.

## ઇજ્જત સાચવજો

ખેડૂતોને કહું છું માલમિલકત જાત બધું ફના કરજો પણ એક ઇજ્જત સાચવજો. ધન ઢોર મિલકત બધાનો મોહ છોડો. અહીં બેઠાં આપણે તમામ ગુજરાતને પાઠ આપવા છે. બારડોલીના ખેડૂતોનો સિતારો પાધરો તેથી આ તક મળી છે, તેમાં તેઓ રસ લે છે ને અભ્યાસ કરે છે. આપણાં અહોભાગ્ય કે ગુજરાતના ખેડૂતોના પુનરુદ્ધારનો પાયો આપણે ત્યાંથી નંખાયો.

ઇતિહાસમાં લખાશે અને છોકરાં ભણશે કે આપણા બાપદાદા ખેડૂતોના ઉદ્ધારની લડત લડયા હતા. તેમાં વીરચંદ ચેનાજી નામે અને સન્મુખલાલ ગોરધનદાસ નામે વણિક શાહુકાર ખેડૂતો માટે પહેલા ઘા ખમીને ખુવાર થવા નીકળ્યા હતા. પચીસ હજાર તો પાંચ દિવસમાં મેળવશો કે ખોશો પણ આજે ખેડૂતોની અને તાલુકાની ખાતર જેલમાં જવાથી વધશે તેટલી ઇજ્જત બીજા કશાથી વધવાની નથી.

*
**

# વ્યાખ્યાન ૧૧ મું

## ઐતિહાસિક ભાષણ

[ તા. ૧૯–૫–૨૮ ની સાંજે ગયા ભાષણમાં જણાવેલી પરિસ્થિતિ વચ્ચે વાલોડમાં આપેલું ભાષણ. આ ભાષણની અધવચે, સરકારી થાણામાં પૂરેલી ભેંસોએ સરદારના ભાષણમાં પોતાનો સૂર પૂર્યો હોવાથી આને ઐતિહાસિક ભાષણ ગણવું પડશે. ]

સન્મુખલાલ જે દૃઢતા હિંમત ને વિનયનો પાઠ તમને આપી તપ કરવા ગયો છે તે પૂંજી ઉપર વેપાર કરશો તો વાલોડ ખરા સુખને રસ્તે ચડશે. કોર્ટમાં ઇશ્વરને માથે રાખીને જૂઠા પુરાવા દઇ આપણા જ લોકોને પાપે સન્મુખલાલ જેલમાં ગયો એ કોઇથી છૂપું થોડું છે ? પણ એક દિવસ ઇશ્વર આગળ રાયરંક, જૂઠાલબાડ સૌને જવાબ દેવો પડવાનો છે. એમાંથી કોઇ છૂટી શકવાનું નથી. બાકી સન્મુખલાલે શું ગુનો કર્યો હતો ? પણ તેણે તો કહ્યું તમે ન્યાયનું નામ અભડાવીને ચાહે તેવડા અન્યાય કરો, અરાજકતા ચલાવો, હું તે સુખે ભોગવીશ ને વાલોડની આબરૂ રાખીશ. વાણિયાનું નામ ઉજાળીશ, કદિ નહિ ડુબાવું. શિવાનંદે શું ગુનો કર્યો હતો ? હું જાતે તે દિવસે હાજર હતો, છજામાં ઊભો હતો. મોટર આવી, ગુણો ઊંચકાઇ, ફોટા લેવાયા. શિવાનંદને થાણામાં બોલાવ્યા. બધું મેં જાતે જોયું હતું. અમૃતલાલ તો ત્યાં હતો જ નહિ. બધું જોડી કાઢયું.

## રાજનાં મૂળ ખોદાય છે

આવાં પાપ જે રાજમાં થવા લાગે છે તેનાં મૂળ ખોદાય છે. જ્યાં ઈન્સાફ આવી ભૂંડી રીતે ડુબાવવામાં આવે તે રાજ ડૂબતું જાય છે ને તેના પાયા હાલી જાય છે. તેથી આપણે તો જેમ જેમ આ રાજ ખોટાં કામ કરતું જાય તેમ તેમ આપણા છૂટકારાની દૃષ્ટિએ રાજી થવાનું છે. રાજ્ય અને પ્રજા વચ્ચે ઝગડો છે તેમાં ભેંસો ઉપર આટલો જુલમ શો ! માણસો સાથે લડાઇ તેમાં મૂંગા પ્રાણી ઉપર જુલમ શા સારુ ?

પ્રજા ઉપર રોષ હોય તો બંદૂકો લાવીને ભડાભડ ખૂન કરો ને ? પણ મૂંગા પ્રાણીઓને ત્રાસ દઇને તમારે વાણિયાને થથરાવવા છે. પણ એકએક ઢોરને લઇ જઇ ખાટકીને ત્યાં કપાવે તોપણ તમે હરગિજ ન ડગશો. એનાં પાપ એને માથે. તમને રીઝવીને નહિ, રંજાડીને એને રાજ કરવું છે.

જે રાજ્ય પ્રજા ઉપર નર્યો જુલમ ગુજારીને રાજ કરવા માગે છે ત્યાં માણસોએ તારાજ થઇ જવું જોઇએ. હરગિજ માથું ન નમાવવું જોઇએ. સન્મુખલાલે ન નમાવ્યું ને હસતો જેલમાં ગયો. એવો વેપાર કરો તો તમારી કિંમત અંકાશે.

## મિલકત લૂંટે, દિલ ન લૂંટે

ભલે તમારી ભેંસો, માલમિલકત લૂંટે. તમારાં દિલ ન લૂંટે. મિલકતનો મોહ મિથ્યા છે. મિલકત કોઇની થઇ નથી ને થવાની નથી. જમીન તો સૌને મૂકી જવાનું છે. મુસલમાનને અઢી હાથ જોઇશે ને હિંદુને તો તેટલી

પણ બે કલાકને સારુ જોઇશે. ખાલસા કરી લેવા દ્યો. ખુદા પર આકીન રાખો. તમારી દાનત સાચી તો ઇશ્વર દેનારો છે ને એ રૂઠયો તે દિવસે રાજના ચારે હાથ માથે હશે તોય પલકારામાં ઊખડી જશો.

તમારી કસોટી થાય છે. થવા દ્યો. તારાજ થજો, તાલુકો છોડજો, દેશવટો લેજો પણ જુલમને તાબે ન થજો. એમ તાબે જાનવર થાય. ભેંસો પણ પડાણો પકડવા જાય છે ત્યારે માથું ઊંચકે છે. મરી જજો પણ તાબે ન થજો. આપણે હિંદુસ્તાનને બતાવી દેવું છે કે અમે ભલે દુર્બળ દેખાતા હોઇએ પણ અમારાં દિલ દૂબળાં નથી. સન્મુખલાલનું બલિદાન સમજ્યા હો તો જેટલું દુઃખ પડે, તાપ થાય તે બધું સહન કર્યે જાઓ. સરકાર ત્યાં બેઠી બેઠી આપણાં જ માણસો મારફત બધા જુલમ કરાવશે. સન્મુખલાલ ઉપર જૂઠા પુરાવા દેનારા અને ન્યાયના નામને અભડાવી શિક્ષા કરનારા પણ આપણા જ માણસો.

[ સભાની જગા પાછળ જ, ભીંતો પાછળ સરકારી થાણામાં પૂરેલી ભેંસો બરાડા પાડે છે તે સંભળાય છે. ]

સાંભળો, ભેંસોની રાઢો. રિપોર્ટરો ! લખી લ્યો, રિપોર્ટ કરજો, ભેંસો ભાષણ કરે છે ! નગારાંના અવાજોથી રાજ ઊંધું વળતું હતું, હવે આ ભેંસોની રાડો સાંભળો.

[ ફરી ભેંસોના બરાડા ]

આ રાજ કેવું છે એ હજુ તમે ન સમજતા હો તો આ ભેંસો રાડો પાડી પાડીને તમને કહે છે કે—

**આ રાજમાંથી ઇન્સાફ મોં સંતાડી નાસી ગયો છે.**

માણસો લડે છે તેને સારુ મૂંગી ભેંસો પકડાય છે, પૂરાય છે. પંદર દિવસ ભૂખી તરસી મર્યા પછી મુકર્દમો ચાલે છે ને ફાંસી થાય એની આ રાડો છે.

[ ફરી ભેંસોના ચાલુ બરાડા ]

જનાવર પણ આટલી બૂમો પાડે છે. તમે તો માણસ છો. દેહને તો જેલમાં પણ એટલા ચોકી પહેરાવાળા ઉપર રાખ્યા હશે છતાં કાઢીને બહાર મૂકશે. પાદશાહથી પટાવાળા સુધી જન્મ્યા એટલા મરવાના. તૂટીની બૂટી આ દુનિયામાં નથી ત્યાં કોનાથી ડરવું ? ખુદાથી ડરો, પાપ કરતાં ડરો, પેટ ખાતર મેલું કામ કરતાં ડરો. પારકાને સુખે સુખી ને દુઃખે દુઃખી થાઓ. સન્મુખલાલ ગયો ત્યારે તમે તેને ભરોસો આપ્યો છે તે કોલ પાળજો. મરી જજો પણ એનો વિશ્વાસઘાત ન કરશો

*
* *

# વ્યાખ્યાન ૧૨ મું

## પઠાણો સામે વ્યૂહરચના

[ પઠાણ રાજ્ય તો ક્યારનું શરૂ થઇ ગયું છે. વાડો ભાંગી ભાંગીને પઠાણો તથા જપ્તી અમલદારો વખત કવખત જોયા સિવાય ઘરોમાં ઘૂસે છે. એવી સ્થિતિમાં ખેડૂતોએ કેવી પદ્ધતિથી લડવું તેની વ્યૂહરચના કંટાળી ગામે તા. ૨૧–૫–૨૮ને રોજ સરદાર સમજાવે છે. ]

રામે પિતાની પ્રતિજ્ઞા રાખવા રાજપાટ છોડી ચૌદ વરસ વનવાસ લીધો ત્યારે આજે હજારો વર્ષથી સૂતાં ઊઠતાં ને સંકટ વેળાએ આપણે તેનું નામ લઇએ છીએ. આપણે તો જાતે પ્રતિજ્ઞા કરી છે ને આપણી પાસે રામચંદ્રજીના જેવું રાજપાટ છોડવાનું નથી. રાતદિવસ જમીન ઉપર ઢોરના જેટલું વૈતરું કરી રોટલો પામનારા આપણે, આપણને પ્રતિજ્ઞા પાળવામાં પડી પડીને શું દુઃખ પડવાનું? હિંદુસ્તાન લાંબો પહોળો દેશ છે. જ્યાં જઇશું ત્યાં જમીન મળશે પણ ખેડૂતની પ્રતિજ્ઞા તૂટશે તો ધરતી પર વરસાદ આવવાનો છે શું? ખેડૂત પ્રતિજ્ઞા ન પાળે તો પૃથ્વી રસાતાળ જાય, ઇશ્વર રૂઠે. એ કરતાં તો મરવું સારુ. માટે હું તમને એક જ વાત કરીશ કે મરજો પણ કરેલી પ્રતિજ્ઞાથી ડગશો નહિ. ભલે સરકાર પઠાણ લાવે, તમારા વાડા ભંગાવે, પાછલાં બારણ ઠોકે ને અંદર ઘૂસે. એને શું મળવાનું ? પઠાણો લાવ્યા ત્યારથી જ સરકાર હારી

ચૂકી છે. અંતે તો જે રાજાનો રાજા છે તેને ત્યાં હારજીતનો હિસાબ થવાનો જ છે.

## ધર્મયુદ્ધનો અર્થ

ઝાર જેવી મદમસ્ત સલ્તનત પલકારામાં ભૂકો થઇ ગઇ ને ઝાર તથા તેના કુટુંબના ટુકડે ટુકડા થઇ ગયા. આપણે તો તેવું કરવું નથી પણ જાતે ટુકડા થઇ ભૂકો થઈ જવું છે. છતાં શરણ થવું નથી. તેથી જ આપણું યુદ્ધ ધર્મયુદ્ધ કહેવાયું છે. માટે જેટલા જુલમ થાય તેટલા હસતે મોઢે ખમજો. ઢોરનો મોહ છોડજો. જીવતા હઇશું ને પ્રતિજ્ઞા પાળશું તો પ્રભુ એથી સારાં ઢોર દેશે; પણ પ્રતિજ્ઞા તોડશું તો ખેડૂત કોમનું નાક કાપશું, આપણી ઓલાદને નીચું જોવું પડશે અને ધરતી પર રહેવું ભારે થઇ પડશે. તમે એને માટે ઢોર ને મિલકત કે જમીન નહિ મૂકી જાવ તો ગમે ત્યાં મહેનત કરી ગુજરાન કરશે પણ આબરૂથી દુનિયામાં ફરશે. માટે એવો ઇજ્જતનો વારસો મૂકી જાઓ. પ્રતિજ્ઞા તોડીને તાલુકો સાચવો તે કરતાં તાલુકો દરિયામાં ડૂબી જાય તે બહેતર છે.

## તમાચો મારી મોઢું રાતું રાખે છે

સરકારની આબરૂ તો તેણે પઠાણોની દોસ્તી કરી ત્યારથી કોડીની થઇ ગઇ ને આજે તમાચો મારીને મોઢું રાતું રાખી રહી છે. મને આજે રસ્તે અહીં આવતાં ઉપરાઉપર બે ગાલ્લીઓ ચડાવેલી અને માણસો ખેંચતા હતા તેવી મળી. મને થયું કે આ માણસો કાં ખેંચે? નજીક આવતાં જોઉં તો પઠાણો ખેંચે છે ને પાછળ બંદૂક-વાળા. આ તો નેવનાં પાણી મોભે ચડયાં. જે પઠાણોનો

રાજા કાબૂલનો અમીર આજે દેશદેશાવરમાં પોતાની ઇજ્જતનો ડંકો વગડાવી રહ્યો છે તે પઠાણો આ દેશમાં આવી આ સરકારની દોસ્તી હેઠળ ગાલ્લી ખેંચનારા બળદ બન્યા છે. તેઓ અંધારે છૂપાઇ લપાઇને જતા હતા. ભાઇ કલ્યાણજીએ અજવાળામાં એમને રસ્તે જોએલા ને ફોટો લેવા માગ્યો પણ નાસી ઝાડોની ઓથે ભરાઇ ગયા તે બહાર જ આવે નહિ. હજુ એમને એટલી લાજ છે. એ લોકો કોણ છે? ચોરના ભાઇ ઘંટીચોર. સરખે સરખાની સોબત થઇ છે. કાલે એમાંનો એક સ્ટેશન પર થેલા ફાડતો પકડાયો ને હોડમાં પૂરાયો. બીજો એનો સાથી નાસી છૂટયો પણ એ તો આને પણ છોડી મૂકશે. પોલિસવાળા પણ આમની સાથે ફરતાં શરમાય છે. તેમને થતું હશે કે આ બંદૂક શું આવા કામોને સારુ?

કોઇ ખેડૂત એવો વિચાર ન કરે કે શું કરીશું? એવો વિચાર ભણેલા કરે જેમના હાથપગ ભાંગ્યા છે, જેમના જીવતર પાયમાલ થયાં છે ને જે સરકારના ગુલામ થયા છે. તમારો આત્મવિશ્વાસ નથી ગયો ત્યાં સુધી જમીનો છોને પડી રહે. આપણે નવરા ન બેસીએ. ઇશ્વરે બુદ્ધિ આપી છે, હાથપગ આપ્યા છે, હરકોઇ રસ્તો શોધીશું. ચાર ચીજની આપણને જરૂર પડવાની છે: ખુલ્લી હવા, પીવા સ્વચ્છ પાણી, થોડોક ખોરાક ને આબરૂ ઢાંકવા પૂરતાં વસ્ત્ર.

## શોભા ચારિત્રની

બાકી કાનમાં કાણાં પાડી દાગીના લટકાવવા એ બધી માયા છે, અભિમાન છે. કંઇ નાકમાં કાણાં પાડી કાંટા ઘાલ્યે શોભા વધતી હશે શોભા તો ચારિત્ર્યમાં જ રહેલી

છે, પ્રતિજ્ઞા પાળવામાં રહેલી છે. સીતાજીની પેઠે જે પ્રતિજ્ઞા પાળે, તપ કરે તે તો વલ્કલ પહેર્યાં હોય છતાં શોભે. આજે આપણે સીતાજીને પૂજીએ છીએ.

સ્વચ્છ હવાપાણી તો બારડોલીમાં ઇશ્વરકૃપાથી આપણને મળી જ રહે છે અને અન્નવસ્ત્ર તો હાથપગ સાજા તો અહીં બેઠાં આપણે મેળવી લઇશું. બહેનો આ છાંયે બેઠી કાંતશે, ભજનો ગાશે ને આપણે કાપડ વણી આખા ગુજરાતને પૂરૂં પાડશું. જેને હાથપગ નથી ને અક્કલ નથી તે રડે. આપણે ક્યાં ભાંગેલા છીએ? સરકાર ભલે વાડા ભાંગે, ભલે આગલાં પાછલાં બારણાં ઠોકે. વાડામાં કે ઘરમાં મળવાનું છે શું?

## ગાલ્લીઓ વીંખી મૂકો

તમે ગાલ્લીઓનાં સાલપૈડાં વીંખી નાંખી ચડાવી દો, વાડો મજબુત કરો, બારણાં સજ્જડ રાખો, ધક્કો માર્યે ન ઊઘડે. એને અથડાવા દો, ખૂબ અકળાવા દો, પઠાણોને બારણાં જોડે માથાં અફાળવા દો. એકેએક બારણું એને કુહાડો લાવી ચીરવું પડે ને ઘર ફાડી ચોરી કરે ત્યારે જ અંદર પેસી શકાય એવું કરો. અને પેઠા પછી એને મળવાનું છે શું? ખરચ કરે છે એટલું પણ એને નથી મળવાનું. બધી ફોકટ મહેનત કરે છે. એને સલાહ આપનાર મૂરખ મળ્યા છે. જાણે થોડા તાપ કરીશું, ખોટી વાતો ચલાવીશું, થોડી જમીનો ખાલસા કરીશું ને થોડા મુસલમાન પારસી કે ખાટકીઓને લાવીશું એટલે ભડાભડ ભરી દેશે. તમે એ કશા સામું જોશો નહિ.

## ભલે તાલુકો સળગાવે

ભલે મરજીમાં આવે તો આખો તાલુકો સળગાવે, ભલે ચોમેર ફરતી તોપો ગોઠવી ભડાકા કરે. આપણા અંતરમાંથી વિશ્વાસ કે આપણે હોઠેથી પ્રભુનું નામ ન છૂટે. એવી કોઇ દુન્યવી શકિત નથી જે ઇશ્વરને ત્યાં જેની તૂટી તેની સંધાડે. તમે ભયભીત થઇ જાનવર પેઠે ડરો તો જ અઠયાસી હજાર ઉપર તમારા જ બે ત્રણ ગોવાળ રાખીને તે તમને ઢોરની જેમ હાંકી શકે. માટે બધો ડર છોડો ને એક ઇશ્વરનો, પાપનો, ને મેલું કામ કરવાનો જ ડર રાખો. સરકાર જાણે છે કે પોતે ખેડૂતોને થકવે છે પણ આખરે તે કંટાળીને ભાંગી પડશે. હું સરકારને કહું છું કે એ બારડોલીના ખેડૂતો ન હોય.

## બહેનોનાં નામ લખ્યાં!

મેં સાંભળ્યું આજે નાની ફરોદમાં એક ઘરમાં પઠાણો ઘૂસતા હતા. તેમને આવતા જોઇ બહેનોએ બારણું બંધ કરવા માંડયું તેથી જપ્તી અમલદાર નામ લખી ગયા. ભારે બહાદુરી કરી! પઠાણોને ને લૂંટારાને જોઇને બારણાં ન ઢાંકે તો બીજું શું કરે? ભલે જપ્તી અમલદાર એ બહેનો પર કેસ માંડે. એવા કેસ તાલુકાની બહેનો પર મંડાય ત્યારે જાણજો કે પૂરૂં થયું. અને બહેનોને પણ જેલમાં લેવી હોય તો મારી પાસે જોઇએ તેટલી બહેનોનાં નામ તૈયાર છે. પણ જપ્તી અમલદાર નામો લખી ગયો તે તો એટલા સારુ હશે કે ઉતારે જઈ વાંચશે ને અભ્યાસ કરશે કે આટલી બાઇઓએ મને હરાવ્યો!

## બેવકૂફનું કામ

કોઇએ આજે મને કહ્યું કે કોઇ ગામમાં ઘરને બારણે સીલ કરી છે કે 'ઘર જપ્તીમાં લીધું છે.' ઘર તે વળી

જમીમાં લેવાતાં હશે ? ને સીલ કરી હોય તો મને બોલાવજો, નહિ તો પંડયાજીને કહેજો એટલે ફાડીને ફેંકી દેશે. એવી વાત બને નહિ ને બની હોય તો બેવકુફનું કામ હોવું જોઇએ.

સરકારને આ લડત લંબાવવી જ હોય તો ભલે, આપણી પણ તૈયારી છે જ. તમે દુઃખ ખમવા તૈયાર છો એમાં તો મને શંકા છે જ નહિ. મને તો વિશ્વાસ છે કે આપણે આટલી શાંતિથી ને આવી જ ઠંડી હિંમતથી આપણા પર થનારા જુલમો સહન કર્યે જઇશું તો એવા તપથી દેવતાઓ પણ પ્રસન્ન થવાના છે તો પછી ગુજરાતની તો વાત જ ક્યાં ? માટે સરકાર લાંબુ કરે તો આપણું તો ભાગ્ય જ છે. આમાંથી આપણને જેટલી તાલીમ, હિંમત ને શકિત મળશે ને જે ઇજ્જત મળશે તે તો બીજી કોઇ રીતે લાખો ખરચ્ચે પણ નહિ મળે. માટે રાતદિવસ હસતા રહેજો, શાંતિ જાળવજો, કોઇ દુઃખી ન દેખાજો અને પ્રતિજ્ઞા ઉપર મક્કમ રહી પ્રભુનું ભજન કર્યા કરજો. ઇશ્વર તમને એટલું બળ આપે.

*
* *

# વ્યાખ્યાન ૧૩ મું

## પટેલ–તલાટીનાં રાજીનામાં

[ સુરત અને ખેડા જિલ્લા પરિષદો ભરાઇ ગઇ હતી, 'સારી ચાલ'ના પઠાણ ગયા હતા અને પોલિસ આવી હતી; ધારાસભાવાદીઓ પોતાની રીતે સમાધાની માટે પ્રયત્ન કરતા હતા; વાતાવરણમાં જમીન ખાલસા કરવાના ને સરદારને પકડવાના ભણકારા આવતા હતા; પટેલ તલાટીઓએ રાજીનામાં આપવા માંડયાં હતાં–એવી પરિસ્થિતિમાં તા. ૧૮–૬–૨૮ ને રોજ વરાડમાં આપેલું ભાષણ. ]

### ભાઇઓ અને બહેનો,

ગયા અઠવાડિયામાં અચાનક હું અહીં આવી ગયેલો ત્યારે ને આજે આવડી મોટી સભા ભરીને આટલાં બધાં ભાઇબહેનો મારા પર આટલો બધો પ્રેમ વરસાવો છો તેથી મને મૂંઝવણ થાય છે. હું તો તમને કશું સુખ આપવાને બદલે અત્યારે દુ:ખના જ પાઠ આપી રહ્યો છું, અને મને થાય છે કે તમારા આટઆટલા પ્રેમનો બદલો હું કઇ રીતે વાળી શકવાનો ? હું પ્રભુ પાસે રાતદિવસ એટલું જ માગ્યા કરું છું કે ખેડુતોની સેવા કરતાં મારાં હાડ પડે. એમ થાય તો હું માનીશ કે મેં કશું વિશેષ નથી કર્યું.

કલેકટર સાહેબ હવે જાહેરનામાં ને ચોપાનિયાં કાઢી વહેંચાવે છે કે તમારા તાલુકામાં આવેલા બહારના આ લોકો જેમને કશું ખોવાનું નથી તે તમને તત્ત્વજ્ઞાન શીખવે છે. તેમને તો ઘર નથી, મિલકત નથી, જમીન નથી કે

મૂએ, પણ તમારે સુખી થવું હોય તો પૈસા ભરી દ્યો. મને ખબર છે કે ખેડૂતો આ જાહેરનામાં વાંચતાય નથી. પણ આ ઉપરથી કલેકટર સાહેબ હજુ એમ માનતા જણાય છે કે ધમકી દઇને કે લાલચ આપીને આ તાલુકાની પ્રજાને હજુ પણ પ્રજાસેવકોથી જુદી પાડી શકાય એમ છે. પણ તેમને કોઇ એ ખબર નથી દેતું કે જેમ જેમ તમે લોકોને ભમાવવાના પ્રયત્ન કરશો, લાલચ ધમકી દેશો ને દુઃખી કરશો તેમ તેમ લોકો દૂર જવાના છે.

## અંતરના દરદની દવા દઉં છું

આજે આ તાલુકાનાં આટલાં ભાઇબહેનો મારી વાત માનતાં હોય તો તેનું કારણ એ નથી કે મારામાં એવું કશું છે કે આટલાં લોકોને હું ગાંડાં કરું. તમે ગાંડાં છો એમ પણ હું નથી માનતો. તમે ખેડૂતો ભોળા, ભલા ને ઇશ્વરથી ડરનારા છો. તમે મૂર્ખ હતા, ખોટા કુસંપ, કજિયા, ઇર્ષા અને મિથ્યાભિમાનમાં પડયા હતા. તે કાઢવામાં મેં મહેનત કરી ખરી, અને તમારામાં મિથ્યા ભય હતો તે પણ શોધી શોધીને મેં કાઢયો. પણ એથી તમે મારી પાછળ ગાંડાં થયા છો એમ નથી. પણ મને ખબર છે કે તમારા અંતરમાં જે દરદ છે તેની હું તમને દવા દઉં છું અને તે દવા તમને માફક આવી છે. જેમ તાવનો દરદી ઝેર જેવું કડવું કરિયાતું પીએ છે તેમ બારડોલીના લોક દુઃખની દવા કડવી ઝેર જેવી છતાં ખૂબ સ્વાદથી અત્યારે પી રહ્યા છે અને તેને મીઠી માને છે; કારણ તે સમજી ગયા છે કે આ દવા પીધે જ રોગ મટવાનો છે, બીજી કોઈ રીતે નહિ. નહિ તો આમ મહિનાઓ સુધી બાળબચ્ચાં ને ઢોર સાથે અંધારી કોટડીમાં પુરાવાને કોણ તૈયાર થાય?

આ દુઃખની દવામાં પ્રભુનો હાથ છે એમ મારું અંતર સાક્ષી પૂરે છે, અને એ પ્રેરણાથી કહું છું તેથી જ તમે મારી વાત માનો છો.

સરકારે પઠાણો લાવી બને તેટલો ત્રાસ વર્તાવી જોયો, પરિણામે તેમને કહેવું પડ્યું કે પઠાણોને લઇ જઇએ છીએ. ભલે હવે એ પઠાણોની વર્તણુક ઢાંકવા ફાંફાં મારે, જ્યાં સુધી પોતાની ભૂલ કબૂલ કરતાં સરકાર શરમાય છે ત્યાં સુધી આપણે સમજી શકીએ છીએ કે એના ઉદ્ધારનો દિવસ હજુ નથી આવ્યો.

## મેલી ચીજ સંતાડયે બદબો નહિ અટકે

પઠાણોની ચાલ સારી કહ્યા છતાં પણ પાછા ખેંચી લેવા પડ્યા ને દુનિયામાં તેની હાંસી થઇ ! પણ મેલી ચીજ સંતાડયે એની બદબો થોડી જ ફેલાયા વગર રહે છે ? એને ઢાંકનારા મૂરખ બને છે. બે મહિના પઠાણો લાવી બસેં ત્રણસેં ભેંસો પકડાવી ને કપાવી તેમાં શું મળ્યું ? દુનિયામાં ફજેતી થઇ. જેમને આ ધંધા કરવા પડ્યા તેમને અંતે દરદ થયું—કોઇનો પગ ભાંગ્યો, કોઈ માંદો થયો, કોઇએ ખોટી ડાયરીઓ ભરી. સૌ ત્રાસ્યા. હાંસી થઇ તે જુદી. આ બધું કરીને કેટલા ખેડૂતોને નમાવ્યા ? કેટલાએ પૈસા ભર્યા ? આવા ઊંધા ધંધા ભાનભૂલ્યા હોય તેને જ સૂઝે.

પણ સરકાર અત્યારે બીજો વિચાર જ નહિ કરે. જેમ પછડાય તેમ તેનો રોષ વધે. કારણ આ રાજતંત્ર જ એવું છે કે તેને ચલાવનારા માને છે કે ખેડૂત ઇન્સાફની વાત કરનારો કોણ ? તેણે અમને નીચા પડીને જ ચાલવું જોઇએ. બહુ તો પાછળથી અરજી કરે. હું આનો ઇન્કાર કરું છું

ને ખેડૂતને શીખવું છું કે જે આવી વાત કરે છે ને માને છે કે અમે ઇશ્વરના કરતાં પણ વધુ શક્તિવાળા છીએ તેની મૂર્ખાઇ પર હસજો ને એક ઇશ્વરને જ નમજો. સરકાર થોડીવાર ગુસ્સે થશે, અકળાશે, રાતીપીળી થશે, પણ આખરે જોશે કે હવે પ્રજાને આમ નહિ ડરાવાય.

## પઠાણ ગયા, પોલિસ આવ્યા

પઠાણ કાઢ્યા ને હવે તાલુકામાં બંદૂકવાળા આણવા માંડ્યા છે. એક વાર શરૂઆતમાં ઘોડાવાળી પોલિસ લાવેલા. થોડા દહાડા બારડોલી બજાર વચ્ચે થઇને રસ્તઓ ઉપર ફેરવીને પાછી લઇ ગયા. હવે ફરી પાછી પોલિસ લાવીને તાલુકામાં ભરે છે. ઉપર મોટા પ્રખ્યાત પોલિસ અમલદાર હિલી સાહેબની ખાસ નિમણૂક થઇ છે. હિલી સાહેબ સજ્જન છે, ખાનદાન માણસ છે. હું એમને ખૂબ પિછાનું છું, મારે એમની જોડે મિત્રાચારીનો દાવો છે. આ જ અમલદારે ગાંધીજીને સરકારના હુકમથી એક વખત પકડેલા, પણ કેટલી સરસ રીતે! સારામાં સારો દાક્તર નસ્તર મૂકે, પણ દરદીને ચપ્પુ ક્યાં વાગ્યું એની ખબર ન પડવા દે, તેમ આવા દાના અમલદારને હાથે બે પાંચ હજાર ખેડૂતોને જેલ મળશે તો હું ખૂબ રાજી થવાનો છું. હું માનીશ કે કોઇ ગમાર અંગ્રેજને હાથે જેલ મેળવવા કરતાં આવા સજ્જનને હાથે મેળવવી સારી.

## રેખામાં જ નથી!

કેટલાકે મને કહ્યું, આવડા મોટા અમલદાર નીમ્યા ને આવડી તૈયારી કરી છે તે તો નિશ્ચે તમારે માટે. હું એ માનતો નથી. મારી રેખામાં જ એ નથી. પણ જો એમ હોય તો યે એને તો હું મારું મોટામાં મોટું ભાગ્ય

ગણું. જેણે ફરજ પડી તેથી ગાંધીજી ઉપર અત્યંત સભ્યતાપૂર્વક હાથ મૂકયો તેનો હાથ મને અડકશે તે દિવસે હું માનીશ કે જિંદગીનું સાર્થક થયું. અને જો કે હું તેવું કશું માનતો નથી, છતાં તેમ બને તોપણ મારે તો તમને કોઇ વાત કહેવાની રહી નથી. તમામ ખેડૂતોએ જ્યાં મને અભય આપ્યું છે ને આટલી બહેનો જ્યાં મારા પર આટલો પ્રેમ વરસાવે છે ત્યાં આટલી સ્વચ્છ દિલની ને હોઠે અને હૈયે ઇશ્વર ભજનવાળી બહેનો મારી પાછળ ખેડૂતની પ્રતિજ્ઞા તૂટવા દેશે એવી શંકા હું મનમાં લાવું તો યે પાપ લાગે. તમને સરકાર દુ:ખી કરે એનો મને ભય નથી, તમારી ફાટફૂટનો પણ મને હવે ભય નથી. તેથી હું તદ્દન નિર્ભય બેઠો છું. સરકાર જુલમ કરશે તો પણ તે વાણિયાઓ ઉપર ધમધમાટ કરશે. વાણિયાને તોડશું તો ખેડૂત તૂટશે એમ હજુ એની ગણતરી જણાય છે. પણ આ તાલુકાના ખેડૂતને હાથે હવે એ કદી બનવાનું નથી. જે શાહુકારોએ આપણે માટે સર્વસ્વ ખોયું તેને દગો દઇએ તો આપણે પ્રતિજ્ઞા શું કરી? એમ થાય તે દિવસે ઇશ્વર રૂઠે ને પૃથ્વી રસાતાળ જાય.

## ગણતરી કરીને બેઠા છીએ

હવે તો ખેડૂત ક્યારે હાથ લંબાવે? જ્યારે સરકાર ઇન્સાફ દે. ખેડૂતોને નમાવવાની અને નાક ઘસી પહેલા પૈસા ભરવાની વાત મેલી દઈ વેરબુદ્ધિથી જેમને છૂંદી નાંખવા જુલમો કર્યા તેમને બદલો આપી ભરપાઇ કરે ત્યારે. ત્યાં સુધી અશાંતિ મટીને શાંતિ થાય એટલે કે સરકારને ચેન પડે એ નહિ બને. ત્યાં સુધી તાલુકામાં અશાંતિ રહેવાની જ. માત્ર અશાંતિનો અર્થ એ નહિ કે જેમાં પોલિસનો ખપ પડે. એ તો કદી બનવાનું જ નથી. સરકારનો કાયદો લાંબો ચોડો ને વાળવા ધારે તેમ વળે એવો મુલાયમ છે,

તમે શ્વાસ લેશો તો યે કહેશે, હવામાં ગેરકાયદે પ્રવેશ થયો! આ બધું આપણે જાણીએ છીએ અને ગણતરી કરીને બેઠા છીએ. આપણી લડતનો એક અંક પૂરો થયો છે. આ પોલિસ પ્રકરણ એ બીજો અંક છે. છેલ્લો અંક ગોરું લશ્કર ને બંદૂક છે. એ હજુ શરૂ નથી થયું. એ કરી દ્યો કે તમારામાં તેમજ અમારામાં કેટલું પાણી છે, તમારામાં મારવાની ને અમારામાં મરવાની કેટલી તાકાત છે એનો હિસાબ થઇ જાય.

## એકેએક ભાગી છૂટશે?

આ બધી પોલિસ ને અમલદારને શા સારુ હેરાન કરો છો? તાલુકામાં એમને ઊભા રહેવાનું તો ઠેકાણું નથી. નથી છાપરું કે નથી કોડ. અને જે ઘડીએ વરસાદ પડયો ત્યારે ખેડૂતના દીકરા સિવાય બીજું કોણ અહીં રહી શકવાનું છે? દાક્તર શોધી શોધીને સૌ થાકી જવાના છો, કોઇ ટકવાના નથી. પોલિસની બંદુકડીઓ કટાઇ જવાની છે ને મેલેરિયાથી પથારીએ પડી પડીને એક એક ભાગી છૂટશે. નહિ તો અત્યારથી દાક્તરોની સગવડ કરજો. ભલે બંદૂકવાળા લાવે. બંદૂકોથી ખેડૂતોનાં દિલ કબજે થાય એ બનવાનું નથી.

## સુંવાળાને હાથે

અત્યાર લગી સરકારનાં એકેએક હથિયાર હેઠાં પડયાં છે ને એ હવાતિયાં મારે છે. એને મૂરખાઓની સલાહ છે. એને ખબર પડતી નથી કે પ્રજાની મરજી વિરુદ્ધ કદી રાજ ન થઇ શકે. બંદૂકના ડરથી પૈસા દે એ તો કાયર જ દે, અને એમ પૈસો લે તે લૂંટારો હોય. બારડોલીનો ખેડૂત

કાયર નથી, તે હાથે કરીને કદી નહિ આપે. લૂંટી જાઓ. તમે ગણતરી કરી છે કે આ લોક સુંવાળા છે. એ સુંવાળાને હાથે જ ઇશ્વર તમને બતાવવાનો છે કે તે તમારી તોપોની લગીરે પરવા નથી કરતા. કારણ એણે રામજીને ઓળખ્યો છે. એ જાણી ગયો છે કે જે રાજાનો પણ રાજા છે તેના હાથની આ બધી બાજી છે. એના સિવાય પાંદડું પણ હાલી શકતું નથી, ત્યાં તમે શું કરી શકવાના હતા? રેલ વખતે ક્યાં અમે નથી જોયું? આટલું જૂનું તમારું તંત્ર પણ ગામેગામના વહેવાર તૂટી ગયા ને તમારાં તાર ટપાલ અમલદાર ને કુલ સત્તા છિન્નભિન્ન થઇ ગયાં ને લોકોએ સ્વેચ્છાએ એકબીજાનું રક્ષણ ન કર્યું હોત તો બધું હતું નહોતું થઇ જાત. બારડોલીના લોક આજે જાણી ગયા છે કે તેમને હાથે જે ચાલી રહ્યું છે તેમાં ઇશ્વરી સંકેત રહેલો છે. નહિ તો આટલો લાંબો અને આટલો સજ્જડ સંપ જાળવવાનું કદી બને? સરકાર પાસે હવે રહ્યાં છે તે બધાં હથિયાર બૂઠાં છે. પોલિસ લાવીને કેસો કરીને ખેડૂતોને જેલ મોકલશે તેની તો તાલુકા પાસે ખોટ જ નથી. એ તો જૂની વાત છે, ફાંફાં છે. હા, હિંમત ચાલતી હોય તો ફરતી તોપો ગોઠવીને તાલુકો ઉડાવી દ્યો. આ બધી માથાફૂટ જ મટી જશે. પછી ગાર્ડાજીને ને માનાજીને બે હદ આપી કહેજો કે નિરાંતે ખેડ્યા કરે.

## બહેનો તાલુકાની ખેતી લેશે

અત્યારે સરકાર પોલિસ મોકલે છે એનો અર્થ એ કે થોડા ખેડૂતોની કે કાર્યકર્તાઓની પકડાપકડી કરશે. મને ખેડૂતો પૂછવા આવે છે કે જમીનો ખેડીએ? હું કહું છું, બેલાશક ખેડો. બીક લાગતી હોય તો જાત્રાએ જાઓ.

આટલી બધી આ બહાદુર બહેનો તાલુકામાં બેઠેલી છે તેઓ જ એકલી તાલુકાની ખેતી લેશે. બંદૂક તોપથી લડવું આવું તો મુશ્કેલ ! આવી બહાદુર બહેનો તાલુકામાં પડેલી છે ત્યાં તો લડવું સહેલામાં સહેલું છે. જેણે ઇશ્વરને ઓળખ્યો છે ને જે દુઃખ પડે તે ખમવા તૈયાર છે તેને કોઇ જાતનો ડર ન હોય.

## મુનશીજી, બંધારણ બતાવો.

સરકારે દુષ્ટમાં દુષ્ટની સલાહ લઇ થાય તેટલાં જુલમનાં કામ કરી જોયાં, વિચક્ષણ વકીલોની સલાહથી કાયદા આઘાપાછા ને ઊંચા મૂકીને પણ જુલમ કરી જોયા. હજુ રૈયત પક્ષે ન્યાય છે એમ કહેવા તૈયાર નથી. વાલચંદભાઈ આવ્યા. તેમને મેં કહ્યું, લોકો પાસે આવો ને જુઓ; મારી ભૂલ માલમ પડે તો મને કહો, નહિ તો જે સરકાર જાહેરનામાં કાઢે છે ને ઇન્સાફ નથી દેવો તેની પાસે જવાની હું શું કામ ઇન્તેજારી દેખાડું ! ભાઇ મુનશી નાની ફરોદ ગામે મારી જોડે આવેલા, તેમણે ગવર્નર સાહેબ જોડે પત્રવ્યવહાર કરેલો ને પોતે બંધારણપૂર્વક લડનારા. હું તો માનું છું, મારા જેવો બંધારણસર લડનારો કોઇ નથી. કારણ બંધારણ એ કે જેમાં મારફાડને અવકાશ નથી. એથી બીજું બંધારણ કયું હોઇ જ શકે ? મુનશીજી ગવર્નરને મળી પણ આવેલા, ગવર્નરે ગોઠડી કરી ને તેમને થયું હશે કે ચાલો મુનશીજીને જીતી લીધા. અહીં આવ્યા ત્યારે મેં તો કહ્યું, મુત્સદ્દીપણાની વાતોમાં મને ગમ પડે નહિ. હું તો ખેડૂતોને ઓળખું. ચાલો, એ ખેડૂતો તમને દેખાડું. મુનશીજી આવ્યા ને એમની તો આંખમાંથી ટપટપ આંસુ ખર્યાં. મને કહે, મારી આંખમાં સહેજે આંસુ નથી

આવતાં. મેં કહ્યું, એક દિવસમાં તમને આટલું થાય છે તો ચાર માસમાં મારી શી વલે થઇ હશે! આ લોકોને શું હું આ સ્થિતિએ એમ કહું કે તમે સરકારને પગે પડો, આજીજી કરો? સરકાર તો અત્યારે કાળકાનો અવતાર છે, તેની આંખમાં નર્યું વેર અને ખૂન વરસી રહ્યાં છે. કહો, આ ખેડૂતોને હું શું સલાહ આપું?

મુનશીજી કહે, એવી સલાહ આપવી એ પાપ છે, એવી સલાહ ન જ અપાય; અને આ સ્થિતિમાં મારો ધર્મ પણ ધારાસભામાંથી રાજીનામું આપવાનો જ છે. મેં કહ્યું, ભલે આપજો ને બીજાને અહીં મોકલજો. ધારાસભામાં એક પણ એવો પથ્થર નથી જે અહીં આવે, આ જુએ અને રાજીનામું ન આપે.

## મશાલની ધૂણી લાગી છે!

જેઓને મહાબળેશ્વરમાં બેઠા બેઠા સરકારી રિપોર્ટો જ વાંચવા છે, જેમને સરકારના તંત્રમાં પડી એની મશાલની ધૂણી લાગેલી છે તે નથી માનવાના ને ઊલટા મને કહે છે કે અહીં આવો. હું કહું છું, એ મારું ગજું નહિ. ત્યાં બધા મુત્સદ્દીઓનાં જૂથ ને હું સીધો ભોળો ખેડૂત. મારું ત્યાં કામ નહિ. શા સારુ બોલાવો છો તે જણાવો. નહિ તો પાછળથી કહો કે આવી ગયો, આમ આમ કબૂલ કરી ગયેલો અને પાછો ફરી ગયો. કાગળ ઉપર મૂકો કે આને સારુ આવવાનું છે. સરકારને આ ખેડૂતોને ન્યાય દેવો હોય તો હું આજે પગે પડું. પણ જો એને બંદૂક જ દેખાડવી હોય ને ખેડૂતો સામે આંખો કાઢવી હોય તો હું કહું છું કે હું વચ્ચે છું. મને માર્યા પછી જ આગળ પગલું દેવાવાનું છે.

## ધરતી માતા નહિ સાંખે

તેથી જો સરકારનો એવો જ ઇરાદો હોય કે પોલિસ આણીને ખેડૂતોને કેદ કરીને જમીનોમાંથી તેમને કાઢવા. તો હું કહું છું કે કોઇ કાઢી શકે એમ છે જ નહિ. માને ધાવતું બાળક કોઇ ખેંચી નાંખે ને બીજું વળગાડે એ મા કદી સાંખે ખરી કે? બીજું તો કોઇ છે પણ નહિ. આ તો નરી બંદૂકો જ દેખાડીને ખેડૂતોને કહેવું છે કે ખેડશો મા. જો ખેડવા ન દેવા હોય ને બીજા ખેડૂતો મેળવવાનો ફાંકો હોય તો તેમ કહો. ખેડૂતો એક વરસ ધરતી ને હળ ઓજારને આરામ દેશે. તમે ખેડનારા લાવી જુઓ. ધરતી માતાને થાનેથી તેનાં બાળકોને વછોડી બીજાં બઝાડી જુઓ; તરત ખબર પડી જશે. હું તો દરેક જગ્યાએ ઠોકી ઠોકીને કહું છું કે ઇન્સાફ કરો ને બારડોલી પાસેથી ચોવીસ કલાકમાં પૈસા લઇ લ્યો. ખેડૂતો ન આપે તો મારે આપવા. લબાડી કરી ખેડૂતોની સીધી લડતને ખોટું રૂપ શા સારુ આપો છો? સીધી વાત કરોને કે ખેડૂતો કોણ ઇન્સાફ માગનારા? તો હું કહું છું કે એ માગનારા છે જ ને લેવાના છે. કારણ આ દેશમાં ખેડૂત પર જે જુલમ થાય છે તે હવે અસહ્ય છે. ખેડૂત જ એક એવો છે જેના ઉપર જેટલો કરવો હોય તેટલો જુલમ કરાય. કારખાનાંના મજૂરો સંગઠન કરી સામા થઇ શકે, પણ ૮૦ ટકા ખેડૂત વસ્તીવાળા આ દેશમાં ખેડૂત માટે જેવા રાક્ષસી કાયદા તેવા ધરતીના પડ ઉપર ક્યાં યે નહિ મળે. ૧૦૦ના મહેસૂલ માટે ૨૫ હજારની જમીન સરકાર ખૂંચવી લે તે સામે નહિ અદાલત, નહિ અપીલ! આવા જુલમ સામે ન થઇએ તો પ્રજાનો નાશ થઇ જાય.

## દુનિયા મૂંઝાઇ છે

જ્યાં જાઉં છું ત્યાં બધા મને પૂછે છે કે શું બારડોલી પરનો જુલમ અમારે જોયા કરવો ? હું કહું છું કે તમે શીખો. બારડોલીના સંગઠન ઉપર, ધીરજ ઉપર, દઢતા ઉપર અને તેની શાંતિ ઉપર હિંદુસ્તાન આજે મુગ્ધ થયું છે. ને તમે જો ઠેઠ સુધી આમ જ સહન કર્યે જશો તો આખી દુનિયા મોહિત થવાની છે, કારણ આજે દુનિયા મૂંઝાઇ પડેલી છે. વિમાનો, તોપો અને ઝેરી હવાઓ સામે, ગાંધીજી કહે છે અને તમે કરી રહ્યા છો તે એક જ ઉપાય છે. ઇશ્વરને ઓળખો ને પશુ સામા પશુ ન થાઓ. જ્યાં સુધી તોપ સામે તોપ મૂકાશે ત્યાં સુધી તેમાંથી દેવતા જ ઝરવાનો. એ રસ્તે મરનાર ને મારનાર બેઉ પાયમાલ થવાના. માટે એ હથિયાર છોડી એક જ શસ્ત્ર ગ્રહણ કરો—આત્માની શુદ્ધિ ને મરવાની શકિત. દુશ્મન મારે તેટલા ઘા સહન કરી એને થકવો.

તેથી જ તો આજે સરકાર તમારી સામે મૂંઝાઇ પડી છે કે આ કોયડો કેમ ઉકેલવો ? મારે સરકારનું ખોટું દેખાય એવું કરવું નથી, એવું કરવામાં રાજી થનારો હું નથી. પણ એ જ રીતે પ્રજાનું નીચું દેખાડવાનો સરકારનો ઇરાદો હોય તો તે પણ હું નથી થવા દેવાનો. હું બેઠો છું ત્યાંસુધી પ્રજાને નમવા નહિ દઉં. તેથી જ હું ઠોકી ઠોકીને કહું છું કે જૂનું મહેસૂલ લઇ લ્યો ને નવું વ્યાજબી છે એમ કહેતા હો તો બેઉ પક્ષને ઇતબાર હોય એવા પાસે ઇન્સાફ કરાવી પૂરવાર કરી આપો. જેમના પર જુલમો કર્યા તેની પણ તપાસ એવા પંચ પાસે કરાવો. જેમને તમે જેલમાં પૂર્યા છે તેમને કાઢો. આમાં તમારી કોઇની આબરૂ જવાની નથી.

## નાક કાપીને હાથમાં દેવું છે ?

કેટલાક મિત્રોનું કહેવું છે કે તમારે ફેરતપાસ જોઈતી હતી ને તે સરકાર આપે છે છતાં કેમ હઠ કરો છો ? પણ આવી તપાસ ખેડૂતોને નથી જોઈતી. હું મૂરખ નથી, પણ આંખે થોડું થોડું દેખી શકું છું. આમાં તો સરકાર નાક કાપીને હાથમાં આપવા માગે છે. એમાં એની દાનત સારૂ નથી. તમે મહાબળેશ્વરમાં બેસીને લોકહિત કરવા ભલે સરકારને સમજાવતા હો પણ તમે અજાણ્યે ઊંધી વાતો કરો છો. તમને ખેડૂતના દરદની ખબર નથી ને સરકાર કોણ છે એ પણ તમે ઓળખતા નથી. સીધી રીતે નિકાલ કરવો હોય તો કોઈને નમવાપણું એમાં છે જ નહિ; પણ જો તમારા મનમાં એમ હોય કે આ મામલામાં રૈયતને નમાવ્યા વગર નિકાલ કરીશું તો તેમાં ભય છે, તો હું યે કહું છું કે તમારે ખેલવો હોય તેટલો સટ્ટો ખેલો. આ હિંદુસ્તાનની ઇજ્જતનો મામલો છે. સરકારે નાની વાતને મોટી કરી છે. સરકાર માને છે કે ખેડૂત કાયર નાદાન ને મૂર્ખ છે. અમારી પાસે આટલા અમલદાર, આટલી પોલિસ, લશ્કર, બંદૂકો, તોપો, ને ખેડૂત સામો થાય ? હું કહું છું કે હા. અમે તોપ બંદૂક વગરના ખેડૂતો તમારી સામા થનારા છીએ. તમે માનો છો આમની પાસે હથિયાર નથી. એ શું કરી શકવાના છે ? તમે જ બતાવો. અમે સામા ન થઈએ તો શું કરીએ ? તમે દિવાની કોર્ટ અમારે માટે બંધ કરી, અરજી આજીજીઓને ઠોકરે મારી, ધારાસભામાં અમારી વતી લડનારાને ગજવામાં મૂકયા. હવે અમારે શું કપાળે હાથ દઈ પોક મૂકવી ? એ નહિ બને. હું એકેએક ખેડૂતને કહેવાનો કે આવા રાક્ષસી તંત્ર સામા

નહિ થાઓ તો આપઘાત કરશો ને તમારાં બાળકોની હત્યા કરશો. આમ મરવા કરતા જુલમની સામા થઇ આબરૂથી મરો. એનેય ખબર પડશે કે બારડોલીને માથે કર્યું પણ હવે બીજે ન કરીએ.

## આખી ઉમરની ખેતી

સરકારે અજમાવ્યાં તેટલાં હથિયાર ખાલી ગયાં છે ને હવેનાં બધાં નકામાં જ છે. તમને ડરાવવાનાં બધાં હથિયાર તેમણે અજમાવી જોયાં. તમે તેમ તેમ કઠણ થતા ગયા. હવે જે કંઇ લાવશે તેથી પણ તમે ઊલટા નિર્ભય થવાના છો. ચોમાસું ચાર માસ કાઢવાનું છે. એકબીજાનો અવિશ્વાસ આણીને કોઇ પણ જગ્યાએ અત્યારના સંપમાં વિક્ષેપ ઊભો થવા દેશો નહિ. કંઇ પણ શંકા આવે તો મારી પાસે આવજો કે પંડયાજી પાસે જજો. આજે સરકારના જુલમથી ત્રાસીને ૨૭ વરસની નોકરીએ અને પેનશનને બારણે પહોંચેલા તલાટીઓએ રાજીનામાં આપ્યાં છે. તમારા પટવેલા કપાસ તૈયાર થયે લૂંટી જાય તે કરતાં એમનું આ કામ મુશ્કેલ હતું. આખી ઉમરની ખેતી પાકવા આવી ત્યારે તેમણે તે લૂંટાવી દીધી છે. એમનાથી તમારા પરનો જુલમ સહન ન થયો, તેમની સાથે તાલુકાના ૯૦ માંથી ૭૦ પટેલોએ પણ પોતાની પટેલાઇઓ છોડી દીધી. બાકીના વીસમાંથી પાંચ સાત સિવાય બીજા બધા તો રાનીપરજના પટેલો છે. તેમને તો હું જ ના કહું. એ બિચારા ગરીબ લોકો રહ્યા. તમારા ગામના પટેલનું નામ તમે રાજીનામાની યાદીમાં ન વાંચો તો અવિશ્વાસ ન રાખશો. મને એમને વિષે અવિશ્વાસ નથી.

## તલાટી પટેલોએ રસ્તો પાડયો છે

મને તો અમલદારો તાલુકામાં પડયા છે તેમનો યે અવિશ્વાસ નથી. તલાટી તેમજ પટેલોએ જે રસ્તો પાડયો છે તે રસ્તે આ કામ આગળ જ જવાનું છે ને વહેલા મોડા એ અમલદારો પણ હથિયાર છોડી ઊભા રહેવાના છે કે હવે આ સહન નથી થતું. એ જ આ શુદ્ધિની લડતનું રહસ્ય છે. જેમ આપણે ચોખ્ખા થઇશું, જેમ સંકટ વેઠશું, તેમ તેમ જુલમ કરનારાનાં દિલ સાફ થવાનાં છે. નારણજી પટેલને કહું તો આજે રાજીનામું આપે. એમનાથી પણ પ્રજાનું દુઃખ જોયું જતું નથી, પણ હું જ ના કહું છું. હું એમને કહું છું કે તમે આ સરકારની ભારે સેવાઓ કરેલી છે અને હજી તમારા રાજીનામાનો સમય આવ્યો નથી. હું કહું ત્યારે રાજીનામું આપજો. જે ૭૦ પટેલોએ રાજીનામાં આપ્યાં તેમણે સરકારના જુલમનો સાચો જવાબ આપ્યો છે. સરકાર પોતાને હાથે પોતાનાં મૂળ કાપે છે. જેમ જુલમ વધશે તેમ હજુ કોઇ આપણામાં રડયાખડયા બે ઘોડે ચઢનારા રહ્યા હશે તે પણ સરકારની જાળમાંથી નીકળી આવશે.

## લબાડ અમલદાર

હજુ સરકારના તમને ભમાવવાના ને કોઇ પણ રીતે તમારામાં ફૂટ પાડવાના પ્રયત્નો ખૂબ ચાલુ રહેશે. તમને કંઇ કંઈ જૂઠી વાતો સરકારના માણસો આવીને કરી જશે. તમને કહેશે મરી જશો, સમજી જાઓ. છાના છૂપા ભરો. મને સાંભળીને પણ શરમ આવી કે ડેપ્યુટી કલેકટર જેવા અમલદાર ખોટી ખોટી વાતો કરતા ફરે છે. મને લાગેલું કે આવડો મોટો અમલદાર મુંબઇ

યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ આટલું જૂઠું બોલે ? પણ એણે ખેડૂતોને વાતો કરેલી કે આણે આણે પૈસા ભર્યા, તમે ભરી દો. તેમાંની ઘણીખરી જૂઠી નીકળી ! કહેવાય છે કે એને કલેક્ટર થવું છે. શું કરવા ? એ કરતાં ખેડૂત થયો હોત તો કેટલો પવિત્ર હોત ? એવા જ માણસ સરકારને પણ ખોટા રિપોર્ટ કરી ઊંધે રસ્તે દોરતા હશે. એને તાલુકાનું ભાન જ નથી. તમે એના ભમાવ્યા ન ભરમાશો ને એવા લોકો જે તમારી પ્રતિજ્ઞા તોડાવવા ફરે છે તેમનો વિશ્વાસ ન કરશો. જાણજો એ સ્વાર્થી માણસો છે.

## જાગ્રત રહેજો

એવાઓને તાલુકા બહાર કાઢજો. સ્વયંસેવક હોય તો કાન પકડી મારી પાસે લાવજો, ને સરકારી નોકર હોય તો તેના પડછાયાથી પણ દૂર રહેજો. પાસે જાઓ તો કંઇ ખોટું સાચું તુત ઊભું કરે ને ! અરે, કોઇ પટેલ કલેકટરને મળવા ન ગયો તો પણ સરકારના ખબરખાતાએ છાપ્યું કે એક પટેલ આંખમાં આંસુ આણીને આજીજી કરવા આવ્યો હતો ને કહેતો હતો કે અસહકારીઓ ત્રાસ આપે છે ! એ પટેલ કોણ હશે ? પાંત્રીસ પટેલોએ બહાર પાડયું કે અમારામાંથી કોઇ ગયો જ નથી, ત્યાં રડવાની ને આજીજીની વાત જ શી ? તેવું જ તલાટીઓ વિષે બહાર પાડેલું. તેમણે પણ બહાર પાડયું ને એક તલાટીએ છપાવ્યું કે મને કલેકટરે તો નહિ પણ અલમેલાએ બોલાવેલો ને ઊલટી ખુશામત કરેલી કે તને રજા આપું, પગાર વધારું, માંદગી મંજૂર કરું; પણ ભલો થઇને રાજીનામું ન આપ. આવા અમલદારોથી તમે દૂર જ રહેજો. પાસે જશો તો તેમને કંઇક ને કંઇક કુંડાળું કરવું ફાવશે.

## મીઠાચોર પઠાણ

આવા ભલા ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ મિ. કોઠાવાળા. છતાં તેમને પણ સરકારનો કંઇક બચાવ ઊભો કરી મોકલવો પડે. મીઠાચોર પઠાણને પકડયો તે દિવસે એમણે જ મને કહેલું કે જુઓ અમારા માણસોને પણ ગુનામાં આવ્યે અમે પકડીએ છીએ ને ? મેં કહ્યું, ધીરજ રાખો; સાંગોપાંગ પાર ઊતરે પછી કહેજો. અંતે મીઠામાં ધૂળ ભળી ને એમના જેવા પ્રામાણિક અમલદારને પણ ધર્મરાજાની પેઠે 'નવો વા કુંજરો વા' કરવું પડયું. શું કરે ? નહિ તો આ મીઠાચોરને પકડનારો પણ કોણ હતો ? ગુડગાંવનો પઠાણ, સરકારની લશ્કરી નોકરીમાં દુનિયા ઘૂમી આવેલો. પગમાં ગોળીના ઘા છે. નવ તો સરકારનાં પ્રમાણપત્ર ને ત્રણ બિલ્લા મળ્યાં છે. એણે મને જવાબ લખીને દીધો છે કે પોટલીમાં ૩ શેર બંગાળી મીઠું અને ચાકુ સાથે મેં પકડયો હતો. પોલિસને સોંપ્યો ને કહ્યું, એના ખીસામાં ચાકુ છે તે કબજે લ્યો. ફોજદાર કહે, 'તુમ તુમારા કામ કરો.' હવે ઊલટો આ પકડનારને ધમકાવે છે ને કેસ ભૂંસી વાળવો છે.

એક તરફથી પ્રજા ને પ્રજાનાં માણસો પંજાબ સિંધ મુંબઇ મદ્રાસ બધેથી સારામાં સારા લોકો કહે તે બધું જૂઠું ને સરકાર કહે તે જ સાચું ! આનો શો જવાબ હોય ? હિંદુસ્તાને એક જ સરવાળો કાઢયો કે સરકાર જ લબાડ છે. શું હિંદુસ્તાનમાં કોઇ સાચો માણસ જ નથી ? તપાસ કરો, નીમો કમિટી. મુનશીજી કહે છે, સરકાર ન નીમે તો કાંઇ નહિ, અમે જ નીમીશું ને તપાસ કરીશું. કોઠાવાળાને પણ કહેવાનો છું કે

તમારો પુરાવો હોય તે તમે પણ લઇ આવો. હું કહું છું કે મારી પત્રિકા એક પણ ખોટી પડવાની નથી ને સરકારની વાતો એકેએક ખોટી પડવાની છે.

## પઠાણોને વટાળે ?

સરકારે છપાવ્યું છે કે સરભોણના તળાવમાં પઠાણ નાગા નહાયાની વાત અસહકારીઓએ છાપી છે પણ તળાવમાં પાણી જ કયાં છે તે પઠાણો નહાય ? સરકારી અમલદારો કયાં સુધી આવાં કુંડાળાં કરશે ! અમે તો કદી છપાવ્યું જ નથી કે પઠાણો તળાવમાં નહાતા હતા, પણ તળાવ કાંઠે કૂવા ઉપર જાહેર જગ્યાએ નગ્ન નહાતા હતા તેનો તમે ઇન્કાર કરી શકો તેમ છો ? કડોદ, વાલોડ ને બારડોલીની નદીઓ પર જાઓ ને જુઓ ઘાટ ઉપર. મેં તો પઠાણો સામે પણ કદી ફરિયાદ કરી નથી, કારણ હું જાણું છું કે સરકાર વીફરે ત્યારે પઠાણોને વટાળે એવી છે. આ તો જ્યારે સરકાર ખોટો બચાવ કરે છે ત્યારે કહું છું. કારણ સરકાર આપણા જ સારામાં સારા અમલદારો પાસે આમ કાળા હાથ કરાવે છે.

## દુઃખથી જ રાજી થજો

તમે તો હમેશાં દુઃખથી રાજી જ થજો. કારણ કયાં સુધી જવાનું છે તે હવે તમે બરાબર સમજી ગયા છો ને આપણે હવે ચોમાસામાં આવી સભાઓ મેળવી શકીએ કે નહિ પણ તમારે વિષે હવે હું તદ્દન નિર્ભય થઈ બેઠો છું. કોઇ વાતે શાંતિ ન છોડશો, શાંતિ ઉપર જ બધો આધાર છે. માર ખાઇને આવશો તેમાં હું રાજી થઇશ, પણ કયાંયે અટકચાળું થયું તો હું સમજીશ કે ચાર મહિનામાં

એક પણ વાત તમે શીખ્યા નથી. હું બહાર જાઉં કે સરકાર મને લઇ જાય પણ હું નિરાંતે ઊંઘું કે શાંતિ તો તાલુકામાં ઠરી ગઇ છે એવું કરજો. ગમે તેટલું ખમવાની શકિત આપણામાં આવી હોય તો યે અભિમાન ન રાખશો ને સદા જાગ્રત રહેજો. ગુમાનથી પડશો માટે નિરંતર પ્રભુનું સ્મરણ કરજો ને પ્રાર્થના કરજો કે સરકાર ગમે તેટલો જુલમ કરે તોપણ તેમાંથી પાર ઉતરવાનું પ્રભુ તમને બળ આપે.

*

* *

# વ્યાખ્યાન ૧૪ મું

## સામાજિક ઉન્નતિ

[ તા૦ ૨૭-૬-૨૮ ને રોજ નાની ધામડાદ ગામે બલેસરી પાટીદારોની પંચના આગેવાનો તથા બીજા જ્ઞાતિજનો આગળ પંચનું કર્તવ્ય તથા સામાજિક સુધારણા ઉપર આપેલું વ્યાખ્યાન. ]

**ભાઇઓ અને બહેનો,**

તમે બધાએ એક સામાન્ય કહેવત સાંભળી હશે કે જ્યાં પંચ ત્યાં પરમેશ્વર. તમે બલેસરીના પંચના લોકો આજે એકઠા થયા છો તો આપણે આપણાં દિલને સવાલ પૂછીએ કે અહીં પંચ છે તો પરમેશ્વર છે કે નહિ ? પંચનાં માણસો એક બીજાની ઇર્ષા ન કરતાં હોવાં જોઇએ.

રાય કે રંકને એક સરખો ઇન્સાફ અપાતો હોવો જોઇએ. પંચના આગેવાનો ખટપટ કરી નબળા માણસોને કચડી નાંખતા ન હોય; પંચ તો આપણા રક્ષણ માટે જ હોય.

ચરોતરિયા પાટીદારમાં બે વિભાગ છે, એમ મેં સાંભળ્યું છે. મને તેની વિગતની ખબર નથી. હું ચરોતરનો પાટીદાર છું. તમે પણ ચરોતરથી આવેલા પાટીદાર છો. એટલે મારો તમને કહેવાનો હક છે. મારા મનમાં લેઉવા મતિયા કડવા એવા કંઇ વિભાગ છે જ નહિ.

## એક થાઓ

બારડોલીમાં જે ચાલે છે તે વિષે મારે કંઇ કહેવાનું નથી. બારડોલીની પ્રજા જે દુઃખો સહન કરી રહી છે તે દુઃખ જ તમારાં દિલમાં તમને અસર કરવાનાં છે. મારે તો એટલું જ પૂછવાનું છે કે તમે ચરોતરથી બહાર આવીને બે ભાગ પાડયા એમાં શો ફાયદો મેળવ્યો ? સૂતરના તાંતણા જુદા જુદા હોય છે તો તોડતાં કંઇ વાર લાગે છે? એકેક તાંતણો તો ફૂંક મારતાં તૂટે છે. તેમને જો ભેગા કરો અને વળ ચઢાવી દોરડું બનાવો તો નહિ તૂટે. ચરોતરિયા બે ભાગ પાડી છૂટા છૂટા રહે તો તૂટી જવાના. તમે એક ન થાઓ તો તે ખરાબ વાત છે. બારડોલીમાં પણ હું કહું છું કે ગુજરાતના ખેડૂતો એક જ રીતે પાયમાલ થયા છે : તેમને આંખ છે, છતાં આંખે પાટા બાંધી આંધળા થઈ ફરે છે; કાનમાં ડૂચા મારે છે; બુદ્ધિ છે છતાં તેનો ઉપયોગ કરતા નથી. જે જે જુલમ ખેડૂતો પર થાય છે તે તો ખેડૂત મારફત જ થાય છે. સરકાર તેમને અંદર અંદર લડાવે છે. તેઓ એકબીજાની ઇર્ષા કરે છે. પોતાનાં કુટુંબનાં માણસોનું તેજ પણ સાંખી શકતા નથી. જો

પોતાની પાસે થોડા પૈસા થાય તો મિથ્યા અભિમાન રાખી ગામ લોકો ઉપર જુલમ કરવામાં મોટાઇ માને છે. ત્રણ પૈસાના સરકારી નોકરની ખુશામત કરતાં શરમાતા નથી. સરકારી નોકર સરકારી નોકરી કરે છે એટલા ખાતર તમે ખુશામત કરો છો; તે સિવાય તેને તમે મજૂરીએ પણ નહિ રાખો. આ ખુશામતથી ખેડૂતો દુઃખી થાય છે.

## બહેનોઃ લડતનો આધાર

બીજું દુઃખ એ છે કે તમે ચરોતરથી નાસી આવ્યા છો પણ હજુ સુધી તમે તમારી સ્ત્રીઓને અજ્ઞાન રાખી છે. તે ક્યાં સુધી ચાલશે ? સંસારનું ગાડું બે પૈડાંથી ચાલે છે. જે સમાજ સ્ત્રીઓને કોઇ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવા દેતો નથી, તે હાથે કરીને દુઃખી થાય છે. જ્યાં સ્ત્રીઓ અજ્ઞાન દશામાં છે ત્યાં સમાજનું કલ્યાણ થતું નથી. તમારી સ્ત્રીઓને, બહેનોને, માતાઓને ઘરમાં રાખી મૂકશો તે ફાવશે નહિ. તેથી તમે આગળ વધવાના નથી. જ્યારે હું ખેડૂતો પાસે બારડોલીમાં ગયેલો ત્યારે મેં કહેલું કે પહેલાં મને તમારી બહેનો સાથે વાતો કરવા દો. આ લડતમાં તો દુઃખ પડવાનું છે. જ્યાં સુધી બહેનો દુઃખી થવા તૈયાર ન હોય ત્યાં સુધી આ લડત તમને શી રીતે દેખાડું ? તેઓ આ લડત લડવાને તૈયાર હશે ત્યારે જ હું તમને લડત ઉપાડવા દઇશ. બારડોલી તાલુકાની બહેનો ઉપર આ લડતનો આધાર છે.

તમે બધા પોતાને બહાદુર કહેવડાવવા માગતા હો તો બહેનોને શા માટે પાછળ રાખો છો ? બહેનોને તે પાછળ રખાય ? જે માતા થવા યોગ્ય છે તેને તો નમસ્કાર કરવા જોઇએ.

આ દેશની સ્ત્રીઓમાંથી તો સીતા, દમયંતી, દ્રૌપદી જેવી સતીઓ પાકતી હતી કે જેમનાં નામ લેતાં પાવન થઇએ છીએ. આજે તેવી સતીઓ આ બહેનોમાંથી કેમ નથી થતી ? તેનું કારણ એ છે કે આપણે તેમને તેમના સ્થાનમાંથી ખસેડી દીધી છે.

## આત્માની શુદ્ધિ કરવા

જ્યારે હું વડોદરા રાજ્યનાં ગામોમાં આવું છું ત્યારે મને શરમ આવે છે. મને તમારી સાથે લડવાનું મન થાય છે. આ રાજ્યની અંદર કણબી એવા છે કે જેની અંદર લગ્ન કરવાના કાયદા કરવા પડે છે. જે સમાજમાં રાજ્યને લગ્નના સંબંધમાં કાયદા કરવા પડે છે તે સમાજ માણસોનો નથી પણ ઢોરનો છે. આપણાં છોકરાં ક્યારે પરણાવવાં એ વિષે કાયદો કરવો પડે ? એ દેશમાં આપણી ઓલાદ કેમ સુધરી શકે ? તેમાંથી દેવો અને દેવીઓ શી રીતે પાકે ? આ તો જાનવરથી યે ભૂંડું છે. મને તમે ખેડૂતનો હિતસ્વી માનતા હો તો મારું કહેવું માનજો કે સરકાર મહેસૂલ વધારી ખેડૂતને મારે છે તેના કરતાં તો તમે તમારે હાથે વધારે સત્યાનાશ કાઢો છો. આપણે સરકાર પાસે કાયદા કરાવી સમાજને બંધનમાં રાખવા માગીએ છીએ. એ કંઈ સમાજ નથી. રાજ્ય એ કાંઇ પંચ નથી. ત્યાં પરમેશ્વર તો ક્યાંથી હોય ? આપણે સંતતિ પેદા કરીએ અને આપણે જ હાથે તેમને મોતના પંજામાં મૂકીએ તે તો મહાપાપ છે. આવા સુધારા કાયદાના અમલથી ન થવા જોઇએ, પંચનો જ અમલ થાય. પંચના આગેવાનો પટેલિયાઓ મિથ્યાભિમાની ન હોય; કોમની સેવા કરવા-

વાળા, સાચા દિલના હોય. આગેવાનો પટેલાઇ કરવા ઊભા થયા હોય અને મિથ્યાભિમાની હોય તો કોમનો ઉદ્ધાર નથી. છોકરા છોકરી ક્યારે પરણાવવાં તે માટે કાયદો કરવો પડે તે અસહ્ય છે. હું અહીંઆં ફક્ત લાખ રૂપિયાના વધારાની લડત લડવા આવ્યો છું એમ ન સમજતા, એવું મેં બારડોલીમાં કહી દીધું છે. હું તો તમારા આત્માની શુદ્ધિ કરવા આવ્યો છું, તમારાં દિલ સાફ કરવા આવ્યો છું.

## ખેડૂતો કેમ પાયમાલ થાય છે ?

આપણો આપણી સ્ત્રીઓ પ્રત્યે શો ધર્મ છે ? જે ખેડૂત પોતાની સ્ત્રીને મારઝૂડ કરતો હોય, પોતાનાં સુખ દુઃખમાં તેને સહભાગી ગણતો ન હોય, તેને અજ્ઞાન દશામાં રાખતો હોય, કેળવણી આપતો ન હોય, તેવી સ્થિતિમાં આપણા સમાજનો ઉદ્ધાર શી રીતે થઇ શકે ? એમ ન સમજશો કે સરકાર સાથેની લડત પૂરી થયે હું શાંત બેસવાનો છું. હું તો તમને કડવાં ઓસડ પીવડાવવાનો છું. મને ચોક્કસ ખાતરી છે કે ખેડૂતો પાયમાલ થાય છે તેનું મુખ્ય કારણ ખેડૂતો પોતે જ છે. પોતે આંધળો થઇને ફરે છે. મારે તો તેને દેખતો કરવો છે. તમારે સરકાર સાથે લડવામાં બહારનાની મદદની જરૂર શી ? તમે તમારી મેળે લડતાં શીખો. હું તો તમારી બહેનોને અને સ્ત્રીઓને એવી ગાંડી કરી મૂકવાનો છું કે તેઓ તમને ભારે પડવાની છે ! બહેનો બહુ શ્રદ્ધાવાળી અને ભાવિક છે. તેઓ તો તરત સમજી જાય તેવી છે. તમે તેમને તમારા કારભારમાં સાથે ન લેતાં પાછળ ધસડો છો. તમે પોતે સમજતા નથી પણ આ બધું તમને કઠણ પડવાનું છે.

## જુવાનિયાને કારભારું કરવા દો

બારડોલીના ખેડૂતો એકલા કંઈ ઓછું જ કરી શકવાના ? આ કામ બધા ખેડૂતોના કલ્યાણનું છે એ સાચી વાત છે પણ તે તો શરૂઆત છે. તે પછીનું કામ તો હજી કરવાનું બાકી છે. તે ન કરીએ તો પહેલાંનું આટલું કરેલું ભૂંસાઈ જાય. જો તમે સાચે જ પંચ હો તો તમારામાં પરમેશ્વર સાક્ષાત હોવો જોઈએ. આપણાથી આવી હવામાં ખોટું કામ ન થાય. આપણું દિલ પવિત્ર હોવું જોઇએ. આપણામાં બે તડ કેવા ? આપણે તો એક બાપની ખેડૂત પ્રજા છીએ. તમામ ગુજરાતના ખેડૂતો એક છે. મિથ્યાભિમાનનો જમાનો તો ગયો. હું વૃદ્ધોને કહું છું કે જો તમારાથી આ બધું ન સહન થતું હોય તો જુવાનિયાને કારભાર કરવા દો. આ જમાનો તેમનો છે. આખી દુનિયામાં આજે ખેડૂત રાજ્યકારભારમાં મુખ્ય ભાગ માગે છે અને મેળવે છે. ખેડૂતો જ ધનધાન્ય પેદા કરે છે. જગતમાં જો કોઇ ધન પેદા કરતું હોય તો તે ખેડૂત જ છે. પૃથ્વી ફોડીને, મહેનત મજૂરી કરીને તે ધન પેદા કરે છે. પણ આ ધન તે ભોગવી શકતો નથી. પ્રપંચીઓ તેને થપાટ મારીને લઈ જાય છે. જો ખેડૂત સમજતો થાય, ખોટાં કામ ન કરે તો કોઇ ન લઇ શકે.

## લોહી પીઓ છો

ખેડૂત મિથ્યાભિમાનમાં ખોઈ બેસે છે; તેથી સંતોષ ન માનતાં દેવું કરીને પણ ખૂએ છે. જમીન ગીરો મૂકીને બાપનું કે માનું બારમું કરે છે; ત્યારે મને તો લાગે છે કે આના કરતાં ખોટું બીજું શું હોઇ શકે ? આ તો તમે લોહી પીઓ છો. પોતાનાં છોકરાંને હંમેશનાં ભિખારી

કરી મૂકો છો. તમે તો એક દિવસ ખાઇ વેરાઇ જાઓ છો, પણ છોકરાને તો આખો જન્મારો દુઃખ ભોગવવું પડે છે. તે છોકરાંનું લોહી પીધા બરાબર છે. તે ખાધા કરતાં તો એક દિવસનો ઉપવાસ ન કરીએ ? દેવું કરી બારમું કરનાર તો ગાંડો છે. પણ શું આપણેય ગાંડા છીએ ? હું પંચને કહું છું કે આપણે ખોટાં ખર્ચ કરી શા માટે બારમાં કરીએ ? જો પૈસા વધારે હોય તો છોકરાંઓને શિક્ષણ આપો, વિદ્યાલયો સ્થાપો ને સગવડ હોય તો આશ્રમ સ્થાપો. તેમાં જ કલ્યાણ રહેલું છે. પંચના આગેવાનો વૃદ્ધ હોય અને આ ન જીરવાતું હોય તો જુવાનિયાઓને કારભાર સોંપો. એવાં કામોમાં ફાયદો નથી અને ચોખ્ખું નુકસાન છે તેમ બતાવીએ તો તમે ન કહેશો કે આ રૂઢિ છે. જે રૂઢિથી પાવમાલ થયા હોઇએ તે રૂઢિ શા કામની ? ખરું દુઃખ ખેડૂતોમાં રહેલું છે. તે સરકાર નાંખે તે કરતાં પોતાને હાથે કરીને નાંખેલું છે. આ વાતનું મને કેટલું દર્દ છે તે મારું ચાલે તો મારું દિલ ચીરીને દેખાડું. ખેડૂત એવો હોવો જોઇએ કે કોઈ તેની આગળ જુલમ તો શું કરે પણ બધા શિર ઝુકાવતા હોય. પંચે કોમની શુદ્ધિનું કામ લેવું જોઇએ. સમાજને પ્રપંચમાંથી ઉગારી લો. ભવિષ્યની પ્રજા બહાદુર બને તેમ આગેવાનોએ કરવું જોઇએ. તમારા પૈસા બારમામાં નહિ પણ સમાજસુધારાઓમાં વપરાતા હોવા જોઇએ. બાળકોને એવા પ્રકારની કેળવણી મળવી જોઇએ કે જેથી તે સમાજની ઉન્નતિ કરવામાં જિંદગી ગાળે.

## પ્રજા કબૂલ કરે તે જ સત્તા

બારડોલી વિષે તો તમે જાણો છો. બારડોલીની લડત કેટલી લાંબી ચાલશે કે સરકાર કેટલું દુઃખ નાંખશે

તેની મને ખબર નથી. આજે જ એક નાની ફરોદના ખેડૂતને બારડોલીના મેજિસ્ટ્રેટે ૭ મહિનાની સખત મજૂરીની ઘાતકી સજા કરી. પણ તેની સ્ત્રીએ શું કહ્યું? તેણે કહ્યું કે હું ગભરાતી નથી. શું તેઓ બબ્બે વર્ષ સુધી આફ્રિકા નથી જતા? જેલ જતાં તેના ધણીને મળેલી ભેટો પણ તેણે મારી આગળ ધરી ને તેના નાના બાળકને હસતે મુખે લઇને ચાલી ગઈ. આ વાત બારડોલીની બહેનો બરાબર સમજી ગઇ છે કે ભલે જમીન કે પૈસા જાય, આબરૂ નહિ લુંટાવા દઇએ. તમારી મહેનતનું ફળ બીજો કેવી રીતે લઈ જાય? જો તમારું પકવેલું બીજો લઇ જાય તો તમો ઢોર કરતાંય ગયા. નર્યું પેટ ભર્યે શું થાય? તે તો કૂતરાં બિલાડાં યે ભરે છે. ઘણાં માને છે કે સત્તા આગળ શાણપણ શા કામનું? સત્તા તે વળી કોણ? જ્યાં સુધી આપણે કબૂલ ન કરીએ ત્યાંસુધી તે સત્તા શી રીતે? પ્રજા કબૂલ કરે તે જ સત્તા. તમે નથી સાંભળ્યું કે ઝાઝી કીડીઓ સાપને તાણે?

## પંચમાં જ ન્યાય કરાવો

કર નાંખવાના બે પ્રકાર છેઃ એક તો, પ્રજાની સંમતિથી કર નંખાવા જોઇએ; બીજું, તે કર જાહેર પ્રજાના ઉપયોગ માટે જ વપરાવા જોઈએ. તમે સત્તાથી શું ડરો છો? ખરી સત્તા તો ઇશ્વરની છે. ભલભલા રાજાઓને પણ મૃત્યુ આવ્યું છે. ઇશ્વરની રજા વગર એક પાંદડું પણ હાલતું નથી. જેનાં અન્નપાણી ખૂટયાં હશે તેને જવાનું છે. માટે આપણે શા માટે સત્તાથી ડરીએ? કાળો ડગલો પહેરનાર પોલિસ આપણને શી રીતે ડરાવે? ઊલટું, તેણે આપણાથી બીવું જોઇએ. મારામારી કરનાર, લૂંટફાટ

કરનાર અને ચોરી કરનાર ડરે. ગોવાળિયો તો ઢોર ઉપર હોય. આપણે તો માણસો છીએ; આપણે કાંઇ ઓછા ગુનેગાર છીએ ? ખેડૂત એવો ગમાર છે કે વકીલ રાખી અન્યાય–મંદિરમાં ન્યાય લેવા જાય છે. ત્યાં તે કજિયા લઈ જઇ ખુવાર થાય છે. તમારો એકે કજિયો કોર્ટમાં ન જવો જોઇએ. જો કોર્ટમાં કજિયા જાય તો પંચ શા કામનું ? પંચમાં જ કજિયાનો ન્યાય અપાવવો જોઇએ. જો ગામમાં કોઇ પણ શુદ્ધ ઈન્સાફ કરનાર, ઇશ્વરથી ડરનારા ન હોય તો તે ગામ શા કામનું ? તે ગામ તો સળગાવી દેવા લાયક છે. જમીનની તકરાર પડે તો એ સારા માણસ પાસે ઈન્સાફ કરાવી લો. આપણે વરિષ્ટ કોર્ટ સુધી શા માટે જવું જોઇએ ? કોર્ટમાં જીતનાર ખુવાર થાય છે, અને હારનાર મરી જાય છે.

મારું ચાલે તો પંચને એ શીખવાડું કે આપણે કોર્ટે ન જઇએ. કારણ કે ત્યાં તો ન્યાય જ નથી. ગમે તેવું હશે તો તેમને શી ખબર પડવાની ? તે તો ગામ લોકો જ જાણે.

## ખેડૂતોનું સંગઠન કરો

બીજું એ કહેવાનું છે, કે ખેડૂતના પેટ ઉપર પગ મૂકનારને તમે ઓળખી કાઢો. એવાનો સંગ છોડો અને વેગળા રહો. આપણે બધા એક જ નાવમાં છીએ. નાવને કાણું પાડનારને દૂર રાખો. હું ન્યાતનું સંગઠન કરવાનું કહું છું તે તેમને ગમતું નથી. પાંચ હજાર માઇલ દૂરથી આવીને તે લોકો પોતે શું કરે છે ? સંગઠન કરીને આખા હિંદુસ્તાનને ગુલામ બનાવે છે. ખેડૂતો જ્યારે એકેએક પોતાનું રક્ષણ કરી શકશે ત્યારે હું જ કહીશ કે હવે સંગઠનની જરૂર નથી. હું તો તમામ ખેડૂતોનું સંગ-

ઠન કરવાનો છું. ગમે તેવો ચમરબંધી હોય, પણ બારડોલીના ખેડૂતને દગો દેતો હોય તો તેનું ન માનતાં એને દૂર કરજો. તમને લાગે કે આ માણસ મહાજનની મશ્કરી કરે છે તો તેવાનો સંગ છોડજો. તમામ ખેડૂતોને હું સલાહ આપું છું કે કોઇ પણ બહારના માણસ ગાર્ડાજી જેવા કે માનાજી જેવાથી સાચવજો, તેની જમીન પડતર રહેવા દેજો. જે પોતાની સ્ત્રીનું રક્ષણ કરી શકતો નથી તેને સ્ત્રી પરણવાનો શો અધિકાર છે ? જેને જમીન ખેડતાં આવડતી નથી તેને પારકી જમીન પચાવવાનો શો હક છે ? હું તો બારડોલીની જમીનનો ચાસેચાસ પાછો ન મળે ત્યાં સુધી લડવાનો છું. આ વાત આખા ગુજરાતના ખેડૂતોને હું કહેવાનો છું.

એક લાખ રૂપિયાનો માલ લઇ જઇ હરામખોરોને મફત દાખલ આપવામાં આવે એવા કાયદાથી ખેડૂતોએ સંભાળવાનું છે. તેનામાં પોતાનું દુઃખ રડવા જેટલી પણ હિંમત નથી. રાજની સાથે એક વખત રીસાતાં તો શીખો. બારડોલીના ખેડૂતોએ બતાવ્યું છે કે રાજ્યની સામા પણ થઇ શકાય છે. લૂંટીને રાજ્ય ન થઇ શકે. ખેડૂતોને રીઝવીને જ રાજ્ય થઇ શકે.

## પટેલ કેવો હોવો જોઇએ ?

પટેલ તો જુલમ થતો અટકાવે અને કહે કે પહેલાં મારા ઉપર જુલમ કરો, અને પછી જ ગામ પર કરી શકશો. અત્યારે તો પટેલો ૧૨ મહિને ૫૦ રૂપિયા લઇને હજાર રૂપિયા અમલદાર પાછળ ખરચે છે. તેની અંદર એવું કાંઇ મેલું છે કે જેના ઉપર તેમની નજર ઠરી છે. આપણા પટેલો તો વગર પગારે નોકરી કરતા હોવા જોઇએ. સરકારની પટેલાઇને શું સળગાવવી છે ? બારડોલીમાં તો

વેઠિયાઓએ પણ ના કહી. એ રૈયતની મરજી વિરુદ્ધ ચાલે જ નહિ. જેમ સરકાર ગાંડું કાઢશે તેમ તેમ તેના હાથ પગ તૂટી જશે. આ તો બારડોલીની વાત. જો તમે બરાબર શીખો, તો ભવિષ્યમાં ફરી મહેનત કરવી ન પડે. ગુજરાતના ખેડૂતોનું એવું સંગઠન હોવું જોઇએ કે એક ભાગ ઉપર જુલમ થતાં બધા ખેડૂતો એક થઇ જાય. જે વસ્તુ હું બારડોલીમાં આપી રહ્યો છું તે તમે સમજી જાઓ. સરકારના કાયદાથી આપણો સમાજસુધારો નહિ થાય. સરકારના કાયદા કરતાં આપણા કાયદા આગળ હોવા જોઇએ. સાત વર્ષની કન્યા પરણાવીએ એ તો કુદરતના કાયદાથી વિરુદ્ધ છે. તે વસ્તુઓ તમે સ્વચ્છ અને બહાદુર થાઓ એટલે તરત સરકાર સમજશે કે હવે પ્રજા બદલાઈ છે. ખોટાં ખરચ કરતાં અટકીએ. નાતની અંદર સુખી માણસ હોય અને બારમામાં બે હજાર રૂપિયા ખરચવાનો રિવાજ હોય તો તેને બદલે કલ્યાણ માટે ચાર હજાર ખરચીએ. એ જ કલ્યાણનો માર્ગ છે. તમને તો ખબર છે કે બ્રિટિશ સરકારે બે કરોડ દરિયો પૂરવા માટે ખરચ્યા. તે તો તેનું પેટ પૂરવા ખરચે છે. ત્યાં કોઇ કંઇ બોલતું નથી.

એક માણસ પંચમાં બે પૈસા ખાઈ ગયો તો તે આપણો જ માણસ છે, તેને બદલીને બીજાને લાવો. ઉદાર થાઓ, હિસાબ રાખતાં શીખો. સમાજ આગળ ચલાવવો હોય તો ઝડપથી ચાલવું જોઇએ. દિલ સાફ કરી ઇર્ષા છોડી દઈ ભાઈચારો કરી ખેડૂતોનું કલ્યાણ થાય તેમ વર્તો. બારડોલીના ખેડૂતને યશ મળે તેવી પ્રાર્થના કરો એવી મારી વિનંતી છે.

*

* *

# વ્યાખ્યાન ૧૫ મું

## અમદાવાદ જિલ્લા પરિષદમાં

[ સુરત, ખેડા અને અમદાવાદ જિલ્લા પરિષદોમાં અમદાવાદ જિલ્લા પરિષદનું ભાષણ સૌથી મહત્ત્વપૂર્ણ હોવાથી અને તેમાં બારડોલી સત્યાગ્રહની શરૂઆતથી તે તે સમય સુધીના બનાવોનુ વિહંગાવલોકન હોવાથી તે ભાષણ આખું આપ્યું છે. એ ભાષણમાં બારડોલી સત્યાગ્રહના ઇતિહાસની ટૂંક રૂપરેખા આવી જાય છે. ]

**પ્રમુખ સાહેબ, બહેનો અને ભાઇઓ,**

લગભગ પાંચ મહિના ઉપર જ્યારે પહેલો હું અહીંથી બારડોલી ગયો ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારે આટલો લાંબો વખત ત્યાં કાઢવો પડશે. આજે સાચે જ મને ખ્યાલ નથી બારડોલીમાંથી કોઇ પણ વખતે હું છૂટો થઇ શકીશ: કારણકે ભવિષ્યમાં શું લખેલું છે તે હું વાંચી શકતો નથી, અને વાંચી શકાય એ અસંભવિત છે.

### મંગલાચરણ

પાંચ મહિના ઉપર હું ત્યાં ગયો હતો ત્યારે મેં ગવર્નર સાહેબને કાગળ લખ્યો કે બારડોલીના ખેડૂતને આ નવી આંકણીમાં ખૂબ અન્યાય થયો છે. મેં એનો કંઇક અભ્યાસ કર્યો છે. મારી પાસે વારંવાર ખૂબ ફરિયાદો

આવી છે. ખેડૂતોએ આપની પાસે ડેપ્યુટેશનો મોકલ્યાં છે, ધારાસભા મારફતે થાય એટલા પ્રયત્નો કર્યા છે. હવે તેઓ કંઇ છેવટના નિશ્ચય પર આવે તે પહેલાં હું આપને મળવા માગું છું. આ કામ એવું છે કે મને બોલાવીને, મારું સાંભળીને છેવટનો નિકાલ કરો; નહિ તો લોકો છેવટનો નિશ્ચય કરવાનો ઇરાદો રાખે છે. પછી મુશ્કેલી ઊભી થવાનો સંભવ છે. આ કાગળનો મને એક લીટીનો જવાબ મળ્યો કે તમારો કાગળ રેવન્યુ ખાતા તરફ નિકાલને માટે મોકલ્યો છે. એ વાંચીને મને ખૂબ અજાયબી થઈ. સરકારે માનેલું કે બારડોલીના ભલાભોળા, સૂંવાળા ખેડૂતો હિંદુસ્તાનની આજની નિરાશાની હવામાં કંઈ કરી શકે એમ માનવાને કારણ નથી; સરકારને તો ખાતરી જ હતી કે હિંદુસ્તાનમાં હવે કોઇ જાતનું ચિન્તાનું કારણ નથી; ખેડૂતોની ફરિયાદ જિલ્લાનો અધિકારી સાંભળી શકે, નહિ તો આ દુનિયામાં કોઇને સાંભળવાનો અધિકાર નથી; અસહકારની ચળવળ મરી ગઇ; હિંદુમુસલમાન વચ્ચે આપણે ટંટા કરાવી શકયા છીએ તેથી આપણને સો બસો વર્ષનો પટો મળી ગયો છે. દરેક અમલદારને એક જાતની નિર્ભયતા હતી—એમ કહીએ તો ચાલે કે એક જાતની તુમાખી હતી—કે આપણે કોઇનું સાંભળવાની જરૂર નથી. સવાર, બપોર ને સાંજ બંગલામાં બેઠા બેઠા ચાડીચૂગલી કરનારાઓનું સાંભળી, આખા જિલ્લાના રાજકીય જીવનનો સડો કળી જઇ, એકબીજાને લડાવી કામ કાઢી લઇશું. આ સ્થિતિમાં ગવર્નરે માનેલું કે આમાં કરવા જેવું કશું નથી. હું જાણતો હતો કે ગવર્નર સાહેબને બારડોલીની શક્તિ પર વિશ્વાસ નથી. એકલા ગવર્નરને જ નહિ, પણ ગુજરાતના દરેક અમલદારને—કમિશનરથી માંડીને ડેપ્યુટી કલેક્ટર સુધીનાને—એમ જ લાગતું હતું. એક બારડોલીના

મામલતદારને હતું ખરું કે આમાંથી વિપરીત પરિણામ આવશે. તેણે સાચી હકીકત કહેવાની હિંમત કરી તો તેને કાઢી મૂક્યો.

## ખેડૂતની પ્રતિજ્ઞા

પણ મને વધારે લાગે છે તે વસ્તુ તો જુદી છે. અંગ્રેજને આપણી શકિત વિષે અવિશ્વાસ હોય એથી મને અજાયબી નથી થતી. જેઓ શસ્ત્રબળના પૂજારી છે, જેમની પાસે આટલી બધી શસ્ત્રશકિત છે, તેમને તો નિશસ્ત્ર પ્રજાની શકિત માટે તુચ્છકાર હોય, પણ આપણાં પોતાનાં જ માણસોએ જ્યારે આપણી અવગણના કરી, આપણી શકિત વિષે હલકો અભિપ્રાય બાંધ્યો, ત્યારે મને દુઃખ થયું. મેં જ્યારે જોયું કે આમાં કોઇ સાંભળે એમ નથી ત્યારે ફેબ્રુઆરીની બારમી તારીખે મેં બારડોલીના ખેડૂતોને સલાહ આપી. મેં એમને કહ્યું કે મામલો ગંભીર થવાનો. મારી નજર આગળ એનો ચિતાર ખડો થાય છે. એની કલ્પના હું કરી શકું છું. છેવટ સુધી ટકવા વિષે અને ખુવાર થવા વિષે તમારી ખાતરી હોય તો જ આ પ્રતિજ્ઞા કરજો. આજની હવામાં સરકાર એટલી નિર્ભય છે અને તેનામાં એટલી તુમાખી છે કે ઘણો વખત તમને કોઇ ગણકારવાનું નથી. ખેડૂતોએ મને એ બાબત ખાતરી આપી અને કહ્યું, આ મહેસૂલનો બોજો અમારાથી સહન નહિ થઇ શકે, અને એ બોજો ઉઠાવવા અમે તૈયાર નથી. ત્યારે મેં એમને ઇશ્વરને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લેવાની સલાહ આપી અને કહ્યું, સરકાર જૂનું મહેસૂલ લે તો આપવું. વિશેષ લેવું હોય તો સ્વતંત્ર તપાસ કરાવે અને એમ કરવા તૈયાર ન હોય તો એની પાસે

હોય તેટલા ઉપાય અજમાવે, તે આપણે શાંતિથી સહન કરવા. ખેડૂતોએ પ્રતિજ્ઞા કરી.

## કમિશનરનો હુકમ

દોઢ બે મહિના તો કોઈએ વાત માની જ નહિ. બધા એની ઠેકડી કરતા. બિચારો મામલતદાર હતો તે મૂંઝાતો. વખત ગયો ને બે હપ્તા પૂરા થયા, છતાં મહેસૂલનો પૈસો આવ્યો નહિ. ત્યારે મુંબઈની ધારાસભાની બેઠક પૂરી કરી હમેશની રીત પ્રમાણે મત મેળવી (એનું વર્ણન તમને ધારાસભાવાળા ભાઈઓ આપશે) બારડોલીનો ઠરાવ લાવનારને હરાવ્યા, અને પછી કમર કસી. માન્યું કે આ ઠરાવમાં પ્રજામત આપણી તરફેણમાં છે એમ કહી શકાશે, અને કરવો હોય તેટલો જુલમ કરી શકાશે. કમિશનરને તાર કર્યો કે હવા ખાવાનું છોડી દો અને બારડોલી જાઓ; કલેકટરને લખ્યું કે ફરવાનું મૂકી દો, દરિયાકાંઠા છોડી દો. કમિશનર તો સુરતમાં જ રહ્યા. જતાં જતાં એક વાર બારડોલી આવી ગયા તે સિવાય કદી આવ્યા નથી. કલેકટર દોઢ બે મહિને આવી જતા અને મુસાફરી–બંગલામાં રહી જતા. આખા તાલુકાનું રાજ્ય એક ડેપ્યુટી કલેકટરને સોંપી દીધેલું હતું. એ ભાઈ મામલતને માટે નાલાયક ગણાયા હતા. એમનો દૈવયોગ, કર્મયોગ જાગ્યો અને મામલતને માટે નાલાયક ગણાયેલા ડેપ્યુટી કલેકટરને માટે લાયક ગણાયા. તેમણે સરકારને રિપોર્ટો કર્યા કે મહેસૂલ તો પંદર દિવસમાં વસૂલ થઈ જશે. કમિશનરે પણ એ વાતો માની. પણ પંદર દિવસને બદલે ત્રણ મહિના વીતી ગયા.

## પોલિસ-પઠાણ આવ્યા

આ ત્રણ મહિના લોકોએ કેવી રીતે કાઢયા એનો ઇતિહાસ આપું તો તમારી આંખમાંથી આંસુ પડાવું. કમિશનર કલેકટર દરિયાકાંઠા છોડીને આવ્યા. કમિશનરને તેમની માગણી પ્રમાણે સરકારે કોરો ચેક આપી દીધો હતો કે બારડોલીની 'પીલવાઇ' બનાવવાની તમને છૂટ છે. લોકોને ભલે રેંસી નાંખો. પણ તેઓ સુરતમાં જ રહી ગયા. જાણી લીધું કે બારડોલીમાં વાહન નહિ મળે, માણસ નહિ મળે, મજૂર નહિ મળે, જપ્તીમાં લીધેલો માલ ઉપાડનાર કે રાખનાર નહિ મળે, તેથી તેની ગોઠવણ બહારથી કરવી જોઇએ. તપાસ કરતાં હિંદુસ્તાનનો કોઇ માણસ મળ્યો નહિ. પછી પોલિસખાતામાં તજવીજ કરી જણાય છે. ત્યાં જેમને હાજરી આપવી પડે એવા પઠાણોને શોધી કાઢયા. તેમને કહ્યું, તમને હાજરી આપવાને બદલે બારડોલીમાં શાહુકાર બનાવીશું; બંદૂકવાળા અને અમલદારો સાથે તમને લૂંટવાની છૂટ રહેશે. એક જપ્તી અમલદાર, પાંચ પઠાણ અને પાંચ બંદૂકવાળા પોલિસો એમ અગિયાર જણની એવી પાંચ ટુકડીઓ પાડી. દરેક ટુકડીને એક મોટર લૉરી આપી. જેમણે અકસ્માતો કરેલા તેથી જેમના લાઇસન્સ રદ કરેલાં કે કરવાનાં હતાં તેવાને બારડોલી જવાની શરતે લાઇસન્સ આપ્યાં. અને તાલુકાનાં ૧૩૦ ગામડાંમાં આ પાંચ ટોળીઓને છૂટી મૂકી દીધી. રાત કે દહાડો કશું ન જોવાનો હુકમ આપ્યો.

## બંદૂક વિ૦ નગારું

શરૂઆતમાં, ટુકડી આવે ત્યારે ગામની ભાગોળે નગારું વગાડતા, જેથી ગામલોકને ખબર પડે કે લૂંટારૂઓ

આવ્યા છે, તેઓ તરત બારણાં બંધ કરી અંદર પેસી જાય. કલેકટર અને કમિશનરને ખબર ગઇ કે ટુકડીઓ રખડીને પાછી આવે છે. કલેકટરે તરત હુકમ કાઢયો કે અંગ્રેજોની તોપો તમારા નગારાના અવાજથી ભડકે છે, માટે નગારું ન વગાડવું. મેં કહ્યું, નગારું રહેવા દો. મેં એ કાયદો માનવાની સલાહ આપી: મેં કહ્યું, નગારું ઊંધું પાડો. પછી છોકરાઓ પોટાશના ભડાકા કરવા લાગ્યા. તો હુકમ કાઢયો, બંધ કરો; એ ભડાકાથી અમારી બંદૂકો ભડકે છે. મેં કહ્યું, ભડાકા રહેવા દો. છોકરાઓ પાંચ પાંચને ટોળે થવા લાગ્યા. ત્યારે હુકમ કાઢયો કે ટોળું ન થાઓ. મેં કહ્યું, દૂર રહો. ત્યારે કહે, અમારી પાસે કોઇ આવતું નથી. એમની પાસે જઇને કોઇ વાત ન કરે એ ગુનો! મેં કહ્યું, એમાં અર્થ છે. સરકાર અકળાય છે. એને બંદૂક તોપ ચલાવવાનો અવસર આપો તો એક દિવસમાં સૌને સીધા કરી નાંખે. એ આપણને જાળમાં સપડાવવા માગે છે, પણ આપણે ન ફસાવું. હિંદુમુસલમાનને લડાવવા હિંદુ મેજિસ્ટ્રેટને કાઢી મુસલમાનને લાવ્યા. વધારાનો મેજિસ્ટ્રેટ આણ્યો તે પણ મુસલમાન. વધારાનો ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ લાવ્યા. પાંચ ઘોડેસ્વાર લાવ્યા. સવારો રોજ બારડોલીના રસ્તા પર ફરે. મેં કહ્યું, આ સવારોને કશું કામ નથી, એમને આપણે લખોટીઓ લાવી આપો તે રમ્યા કરે. એમને કામ નથી ને એ દુ:ખી થાય તો આપણને પાપ લાગે. પછી, આ તો આપણને હસી કાઢે છે એમ કહી ઘોડેસ્વારોને પાછા લઇ ગયા!

મેજિસ્ટ્રેટને ત્યાં કેસ કેવા થયા છે? જપ્તી અમલદાર જપ્તી કરવા ગયા ત્યારે વેઠિયાની સામે જોઇને આ સ્વયં-

સેવકે ડોકું હલાવ્યું, માટે કરો એને સજા! મેં કહ્યું, આપણે છીંક પણ ન ખાવી. છીંક ખાઇએ તો જમીમાં અપશુકન થાય અને એ ગુનો ગણાય!

## ઢોરના હાલહવાલ

પછી પ્રથમ ૧૧ ભેંસો પકડી. એમાંની એક ભેંસની તો બારડોલીના ચોરામાં કબર થઇ છે. એ ભેંસ પાણી વિના મરી ગઇ. બારડોલીના મહાજને કહ્યું કે અમે મહાજન તરફથી પૈસા આપીએ અને ભેંસોને પાણી પાઓ; તો જવાબ મળ્યો કે અમારી પાસે પૈસા છે. ૧૦ ભેંસો પહેલી જ હરાજીમાં ખાટકીને આપી દીધી. ખેડૂતનાં ઢોર કપાય એનું એને કેટલું દુઃખ થાય તે હું જાણું છું. તેથી મેં કહ્યું કે ઢોર બહાર કાઢવાં નહિ; કાં તો તાળાંમાં પૂરી રાખવાં, કાં તો આપણા તાલુકામાં ન રાખવાં. તેથી ખેડૂતોએ હજારો ઢોર મફત આપી દીધાં, ગાયકવાડી રાજ્યમાં મોકલી દીધાં. બાકીનાં ત્રણ મહિના સુધી ઘરમાં રાખ્યાં ને પોતે એમની સાથે રહ્યા. ઢોરના પગમાં કીડા પડયા, શરીરે ચાંદાં પડયાં, ચામડી સફેદ મડમો જેવી થઇ ગઇ, છતાં ખેડૂતોએ બહાર એની વાત ન કરી. સરકારને કે અમલદારોને એટલી યે ખબર ન પડી કે ઢોર અને માણસોને ત્રણ મહિના સુધી સાથે અંધારી કોટડીઓમાં પૂરી રાખવાથી તેમની તબિયત બગડે છે. એક બાજુ ઢોર ખાટકીને ત્યાં જતાં હતાં, ને બીજી બાજુ ખાટકીની જેમ મેજિસ્ટ્રેટ માણસોને સજા કરતો હતો. છતાં એક પૈસો આવ્યો નહિ. તેથી ગૂંચવાયા.

## વીસ દિવસની નવી આશા

પરિણામ શું આવ્યું? ડેપ્યુટી કલેક્ટરે રિપોર્ટ કર્યો

કે અમે અત્યાર સુધીમાં બધી તૈયારી કરી રાખી છે, હવે વીસ દિવસમાં પૈસા ભરાઈ જશે. સાથે સાથે એક લાખ તો ભરાઇ ગયા છે એમ લખ્યું. સરકારે પણ એ વાત માની અને જાહેરનામું કાઢ્યું કે વીસ દિવસમાં પૈસા ભરી દેશે તેને દંડ માફ છે, પછીથી ચોથાઇ દંડ આપવો પડશે. લોકોએ માન્યું કે હવે તો પૈસો આપવાનો જ નથી, જેમણે પૈસા આપ્યા એના ગયા. વીસ દિવસ પૂરા થયા એટલે પાછી ગૂંચવણ આવી પડી. પેલી લાખની વાત પણ ખોટી નીકળી. ત્યારે કોઇ વેપારીનો ૪૦–૫૦ હજારનો કપાસ ધબડાવી લીધો. વેપારીએ પૈસાની વાત કરી તો કહે, ખેડૂતો પાસેથી લઈ લેજે; અમારે તો ગમે તેમ કરીને પૈસો લેવો છે. વેપારી સરકારના ખેતીખાતાની ચુંગલમાં હતો, તેથી કપાસ તેઓ પડાવી શક્યા.

## ચાર કોમના ચાર મોટા ભોગ

આ પૈસા વસૂલ થયા પછી નક્કી કર્યું કે એક એક મુસલમાન, પારસી, વાણિયા અને કણબીને પછાડવો. જે પારસીને બસો અઢીસો ભરવાના હતા, તેનો બે હજારનો દારૂ જપ્ત કર્યો. દારૂ એ તો ચલણી નોટ જેવો છે, સરકાર સિવાય કોઇ દારૂ વેચી ન શકે. હિંદુસ્તાનમાં એક જ કલાલ છે. આ સરકાર પોતે એ દારૂ વેચે કે બીજા કોઇને વેચવાનો પરવાનો આપે. સરકારની ડેપોને ભાવે દારૂ વેચવો જોઇએ, તેને ડેપ્યુટી સાહેબે બે હજારનો દારૂ ૯૮ રૂપિયામાં વેચ્યો. જેણે સરકારી ડેપોમાંથી લેવો જોઇએ એવા બીજા પીઠાવાળાને જ વેચ્યો. બાકીના રૂપિયા માટે બે વાર જપ્તી કરી પારસીનો ચારસો પાંચસોનો માલ લીધો; તેથી યે પૂરું ન થયું હોય એમ એની જમીન પણ ખાલસા કરી. પારસીને થયું કે આ રાજ્ય તો છોડવું જ જોઇએ. તેણે જેટલી

નોટિસો આવી તેટલીનો જવાબ દીધા કર્યો કે આ રાજ્ય છોડવું છે પણ એક પૈસો નથી આપવો.

## લાખ રૂપિયાની જમીન ખાલસા

પછી એક મુસલમાનને પકડયો. તેની જમીન પર વીસ હજારનો તો માલ પડયો હતો, સાત હજારનાં ઢોર હતાં, દસ હજારનાં લાકડાં હતાં, અને તેનો કબાલો પણ એ કરી ચૂકયો હતો. એ જપ્ત કરીને પૈસા વસૂલ થઇ શકે એમ હતું. છતાં જપ્તી ન કરતાં લાખ રૂપિયાની જમીન માલ સાથે ખાલસા કરી. બહાર રહેતા એના સગાંઓની મારફતે કહેવડાવ્યું. તેઓ કહેવા ગયા, એને એણે જવાબ દીધો કે મારો ભાઇ આફ્રિકામાં હતો તેણે દસ લાખ ખોયા, તો દસ જોડે આ અગિયારમો લાખ ગણી લઇશ.

પછી વાણિયાને પકડયા. તેમને બારડોલીના વાણિયાનું તો નિકંદન કાઢવું હતું. પોતાની જાતવાળા ખરાને ! બંને સરખેસરખા ! તમામ વાણિયાઓની જમીનો ખાલસા કરી, છતાં તેમને પણ ત્રણ મહિના જેલમાં રહેવાનું તો ખરું જ. તો યે તેમને ત્યાં જપ્તીઓ અને તેમની ભેંસોને દેખે તો પકડે.

## બંધારણવાળા પણ ધાંધલિયામાં ખપ્યા

પઠાણોના જુલમ વિષે અમે કહ્યું નહોતું. અમારે તો પઠાણો જોડે મહોબત કરવી હતી, પણ જે લોકો બહારથી લડત જોવા આવ્યા, તેમણે પઠાણોની વાતો બહાર મૂકવા માંડી ને કહ્યું, આ શો જુલમ !

પછી આ ધારાસભાવાળાઓએ રાજીનામાં આપ્યાં. કમિશનર તો માનતો જ નહોતો કે એ લોકો રાજીનામાં આપે. રાજીનામાંમાં તેમણે હકીકતો લખી, પણ તે તો

ધાંધલિયામાં ખપ્યા. પણ ગ્રેજ્યુએટોના પ્રતિનિધિ ધારાસભામાં હતા, તેમને ગવર્નર સાથે મિત્રાચારીનો સંબંધ, એટલે તેમણે એક મીઠો કાગળ ગવર્નરને લખ્યો. ગવર્નરે જવાબમાં એથી મોટો કાગળ લખ્યો ને તેના પર હાથે સહી કરી. માન્યું કે માછલું જાળમાં પકડાયું. મુનશી સાહેબને વિચાર આવ્યો કે બારડોલી જઇને નજરે જોઇએ તો ઠીક. મારી પાસે આવ્યા. મેં કહ્યું, ચાલો. એ ત્રણ ગામડાં જોયાં, અને કહે, હવે વધારે નથી જોવાં. મેં પૂછ્યું, કેમ ? તો કહે મેં તો રાજીનામાનો નિશ્ચય કરી જ નાખ્યો. મેં કહ્યું, જેમણે ન કર્યો હોય તેમને જોવા મોકલજો; તેઓ જો રાજીનામાં આપ્યા વિના અહીંથી પાછા જાય તો હું જામીન આપું છું. ત્યાં બેઠે બેઠે વાતો કરશે એમની ખાતરી હું નહિ કરાવી શકું. મુનશી સાહેબે જે જોયું તે ગવર્નરને લખ્યું ત્યારે સરકારની આંખ ફાટી. મુનશી સાહેબે સરકારને લખ્યો છે એવો કાગળ અત્યાર સુધી કોઇએ નહિ લખેલો. તેમણે જે જોયું તે બધું લખ્યું. વધારામાં, એક સમિતિ બનાવીને તપાસ ચલાવી, અને સરકારને લખ્યું કે તમારો પણ પુરાવો લાવજો. ત્યારે સરકારને લાગ્યું કે આ કામ ભયંકર થઇ પડયું છે. મુનશીને ધાંધલિયા નહિ કહેવાય, કારણ એમના કાગળ પર તો ગર્વનરે હાથે સહી કરી છે !

## કાળી દાનતની નિશાની

પછી નવો પેંતરો રચ્યો. 'ટાઇમ્સ'ના ખબરપત્રીને મોકલ્યો. તેણે જઇને કહ્યું કે અહીં તો બોલ્શેવિઝમ છે, કાવતરું છે, રાજ્ય ઉથલાવવાની વાત ચાલે છે. આ પેતરા કંઇ નવા નથી. સામ દામ ભેદ દંડ : ચારે હથિયાર સરકાર સામટાં વાપરે છે. સૌથી મોટું હથિયાર દંડ છે.

મેં ખેડૂતોને કહી મૂકયું છે કે સરકાર સૌથી મોટો દાવ રમવાની લાગે છે, માટે તૈયારી રાખજો. ધારાસભાનું ડેપ્યુટેશન ગવર્નરને મળવા ગયું ત્યારે રા. સા. દાદુભાઇ અને રા. બ. ભીમભાઇ રેવન્યુ મેમ્બરને મળવા ગયા હતા. ત્યારે રેવન્યુ મેમ્બરે કહેલું, 'તમને ખબર છે? અમારી પાસે બંદૂકો, તોપો અને લશ્કર છે.' આ વચનો મેં સાંભળ્યાં ત્યારે ખેડૂતોને કહી દીધું કે આ લોકોની દાનત કાળી છે, એમનો ઇરાદો કોઇ પણ રીતે તમારું લોહી પીવાનો છે. ખેડૂતોએ કહ્યું, 'અમે અમારું લોહી ઠંડું કરી મૂકેલું છે, તમે ગભરાશો નહિ.' હું તો ગભરાતો જ નથી. મામલો આખરનો છે, એ ખેડૂત સમજી ગયા છે ને તૈયારી કરીને બેઠેલા છે.

## મરવાની કળા

એક નાની વાતમાં આટલું બધું કરવાનું શું કારણ? મેં તો માત્ર ફેરતપાસની જ માગણી કરી હતી. તેની સરકારે ના પાડી. અને પાંચ લાખ વસૂલ કરવાને માટે લશ્કર લાવીને પચીસ લાખ ખરચવાની વાત કરે છે. એની પાસે એક બેઠાખાઉ ગોરું લશ્કર છે, તે લાવવાની વાત કરે છે. હું કહું છું, લાવો તો તમારા જેવો મૂરખ બીજો કોણ? હું તમને ચાર મહિનાથી કહું છું કે કહો તો ખેડુતને સલાહ આપી તાલુકાની એક લાખ વીસ હજાર એકર જમીન પડતર રખાવું; જમીનો ખાલસા કરવી હોય તો ખાલસા કરો, પણ મૂંગાં પ્રાણીઓને ત્રાસ શા માટે આપો છો? જૂનો જમાનો વહી ગયો છે. તમારી જૂની આંખે નવા ચશ્મા નથી ચઢતા. પણ હું બધું જાણું છું, કેમકે હું ખેડૂત છું. ખાલસા કરેલી જમીનો ખેડવા કોણ આવે છે તે તો હું જોઉં. ખેડૂતની જમીન પર બીજો

કોઇ નથી આવવાનો. ગુજરાતના ખેડૂતો હવે સમજી ગયા છે. સીધેસીધો ન્યાય જ કરી દોને. બંદૂકની વાતથી તો કોઇ નહિ ડરે. હું ખેડૂતોને કહું છું, આપણા પૈસા ખરચીને સરકાર લશ્કર બંદૂકો તોપો રાખે છે, પણ કોઇ દિવસ દેખાડતો તો છે નહિ કે એ કયાં છે ? તે જોઇએ તો ખરા. રોજ એનું નામ દઇ ડરાવે છે. એ ડર શા માટે ? ડરવાનું કારણ શું ? ૧૮–૨૦ વરસના મરાઠાના, મુસલમાનના, શીખના, ગુરખાના છોકરાઓને લઇ જઇ છ મહિનામાં મરતાં અને મારતાં શીખવે છે, તો શું હું તમને છ મહિનામાં મરતાં નહિ શીખવું ? છોકરાઓને એ શીખવા દો. છેવટ ઓલાદ તો સુધરશે. જ્યાં સુધી આપણે મિથ્યા ભય નથી છોડયો, ત્યાં સુધી હિંદુસ્તાનનો ઉદ્ધાર નથી થવાનો. ગ્રેજ્યુએટોને શીખવતાં મને ન આવડે, કૉલેજના છોકરાઓને, અને શહેરીઓને શીખવતાં ન આવડે, પણ તમને ખેડૂતોને શીખવતાં કેમ ન આવડે ? ખેડૂતોએ જેલનો કે મોતનો ડર ખિસ્સામાં મૂકેલો છે, એ તમે બારડોલી આવો તો જોઇ શકો. બારડોલીની બહેનો વિષે તો પેલા 'ટાઇમ્સ'ના પ્રતિનિધિએ લખ્યું છે કે ગોળી ચાલશે ત્યારે તેની સામે એ બહેનો પહેલી હારમાં ઊભશે. એ બહેનોએ એ પ્રતિનિધિને કાગળ લખ્યો છે કે તે વખતે આવજે તું અમારી સાથે ઊભવા. ને તારામાં હિંમત નહિ હોય તો તને ચૂડી ને ઓઢણી પહેરવા આપશું.

## રશિયાનો રાજા મરી ગયો તેનું શું ?

હું સરકારને કહું છું કે બધાં છાપાં કબજે કરી તેમને મોઢે તોપ બંદૂકની જરૂર સાબીત કરાવવાની જરૂર નથી. હું તમને નોતરું છું કે સીધી તોપો લાવો ને ઉડાડી

દો. હું રાજ્ય ઉથલાવવા ક્યાં બેઠો છું ? હું તો પાંચ વરસથી અહીં અમદાવાદમાં ગટરપાણીમાં પડેલો હતો. હું સમજતો નથી કે વિલાયતથી કમિશન આવીને ઇસકોતરામાંથી શી રીતે સ્વરાજ આપી જાય ? હુ તો એટલું સમજું છું કે હિંદુસ્તાન પાસે એક જ હથિયાર છેઃ મરતાં શીખો ને મારવું છોડી દો. 'મરતાં શીખો'નો અર્થ ખેડૂતો સમજી ગયા છે. ઇશ્વરનું ઓળખાણુ કરો તો મરવાની વાત સમજાશે. એક માણસ તો દુનિયામાં બતાવો જે અમર રહેવાનો છે, જેને મોત નથી આવવાનું. જન્મ્યા છે તેટલા મરવાના છે, મોત તો ઇશ્વરે જન્મથી જ સાથે બાંધેલું જ છે, એ તુટવાનું નથી. માણુસને ક્યારે જવાનું થશે એની ખબર નથી. અહીં રાજા મારવાનો ડર આપે છે; પણુ પેલો રશિયાનો રાજા મરી ગયો તેનું શું ? એને તો કુટુંબ સહિત ખેડૂતોએ માર્યો. રાજાઓનાં નિકંદન ખેડૂતોએ કાઢયાં છે. હું તો ખેડૂતોને રાજ્યને હાથે મરવાનું શીખવું છું, મારવાનું નહિ. આ રાજ્ય તો ખેડૂતોને મારવા માગે છે. ખેડૂતને મરવાનું છે અને રાજાને પણુ મરવાનું છે. મારનાર તો રાજાઓનો રાજા છે. આ રાજ્ય મારે તો એ તો એના પુટકળ દલાલ છે.

## પાનાં ફાડેલા રિપોર્ટ

ખેડૂતો આ વાત સમજી ગયા છે. સરકાર પેતરા શું કામ રચે છે ? ખેડૂતો પૈસા આપવા તૈયાર છે. હું વ્યવસ્થિત રાજ્યતંત્રમાં માનું છું. વ્યાજબી કર બધે નાંખી શકાય, પણુ જેની પાસેથી પૈસા લેવાના તેને પૂછવાનું નહિ એવો કાયદો જગતમાં ક્યાંય નથી, એક હિંદુસ્તાનમાં જ છે. એના પર અપીલ પણુ નહિ. દસ વરસ પર સુધારા નહોતા આવ્યા ત્યારે સારું હતું. અંગ્રેજો એકલાની પર

જોખમદારી હતી. કેટલાકને કંઇક ઇશ્વરનો ડર પણ રહેતો. સેટલમેંટ રિપોર્ટ છાપાંને મોકલાતા. આ રાજ્યતંત્ર સુધર્યું ને પાંચ હિંદીને અંદર બેસાડ્યા ત્યારથી એ રિપોર્ટો છાપાંને મળતા નથી; ધારાસભાના સભાસદોને પણ મળતા નથી. રિપોર્ટો આપે છે તેમાંથી પોતાના પક્ષનું હોય તેટલું આપે છે અને વિરુદ્ધનાં હોય એટલાં પાનાં ફાડી લે છે. વિરમગામનો રિપોર્ટ એવી જ રીતે આવ્યો. બારડોલીનો ભીમભાઇને એવી જ રીતે ફાડીને આપ્યો. મેં કહ્યું, એ ધારાસભા કેવી ? સરકાર કહે છે, આ બધું ગળી જાઓ. પછી આપણા વામનભાઇ આવ્યા. તેમણે જોઇને કહ્યું, આટલું ખાનગી છે, નહિ અપાય એમ લખી આપો. એટલા ઝગડા પછી રિપોર્ટ આપ્યો. એ રિપોર્ટ જોવા મળ્યો પછી જ ખબર પડી કે એમાં તો એન્ડર્સન સાહેબે બહુ કુંડાળાં વાળ્યાં છે. સાત વરસના ગણોતના આંકડાને એક વર્ષના ગણી લીધા છે, અને તેને આધારે કેસ રચ્યો છે. આ વાત રિપોર્ટમાં છે, છતાં હવે કબૂલ નથી કરતા. એમાં જ એમણે લખ્યું છે કે છેલ્લાં ૩૦ વરસ તો ખેડૂતોએ વધારે ભર્યું છે, છતાં આ નવો સુધારો તો ખરો જ !

## સ્વરાજ કેમ ચાલે ?

અંગ્રેજો બોલતાં શરમાય છે, પણ આપણા જ કહેનારા મને મળ્યા છે કે 'સરકારનું ખરચ વધ્યું છે. સ્વરાજ્ય આવશે ત્યારે તમે શું કરશો ?' મેં કહ્યું, 'આજે આપવું છે ? તો ચલાવી બતાવું. ને મળશે ત્યારે જો ખેડૂતને બે ટંક ખાવાનું પણ નહિ મળતું હોય તો કોઇને પાંચ હજારનો પગાર નહિ આપીએ. સો, બસો, બહુ તો ત્રણસો આપશું. ધરતીમાં રહેવાને પૂરતાં માણસો નથી, છતાં છ કરોડ

દરિયો પૂરવામાં નહિ નાંખીએ. ૭ કરોડ મુંબઇના બારામાં નાંખીને તમે મને શું કામ પૂછો છો ?'

૧૯૧૮ની સાલમાં ખેડાની લડત લડ્યા એના કરતાં આજે મુશ્કેલી પડી છે. કારણ આજે પાંચ હિંદીઓ સરકારમાં છે. જ્યાં સુધી સરકાર પ્રજાને જવાબદાર નથી થઇ, ત્યાં સુધી હતું તે જ સારું હતું; બધી જવાબદારી સરકારને માથે હતી. હવે તો આ હિંદીઓને જ હથિયાર બનાવે છે. નહિ તો આ લડત કંઇ નવી વસ્તુ છે ? ખેડામાં નહોતા લડ્યા ? બારડોલીમાં નવું શું છે ? સરકાર વાત વધારીને મોટી કરે છે.

## આંધળા સરદારની સેના કૂવામાં

'ટાઇમ્સ'નો ખબરપત્રી લખે છે કે બારડોલીમાં સરકારના સાંધા તૂટી ગયા છે. એનો યશ મને આપે છે તે મિથ્યા છે. એનો યશ તો સરકારના અમલદારોને છે—એમણે રાજ્ય જ એવું કર્યું કે પ્રજા ઘરમાં પેઠી. એટલે એ ૧૦ માણસો જ પ્રજા ને એ ૧૦ જ અમલદારો ! ત્રણ મહિના પછી એ પોલિસવાળાને મારી પાછળ મૂક્યા—હું જે બોલું તે બધું લખી લેવા. એ મહિના સુધી તો તલાટીઓ પાસે એ કામ કરાવ્યું. પછી આમને મૂક્યા. એ બિચારા લખી લખીને થાકી ગયા. પણ સરકાર એમનું ન માને. એ તો અલમોલાનું જ માને. સરદાર આંધળો એની સેના કૂવામાં. છેવટે સારી મતિ સૂઝી એટલે એક શાણા પોલિસ અમલદાર મિ. હિલીને મૂક્યો. તે મારી સાથે ૪—૫ વરસ અહીં ખેલ ખેલ્યો હતો. એ જોઇ ગયો, ને એણે રિપોર્ટ મોકલ્યો કે આ માણસ બેઠો છે ત્યાં સુધી તોફાન કે ખુનામરકી થવાનાં નથી. એ રિપોર્ટ એનો જ હોવો જોઇએ, જેથી

સરકારે પોલિસ ખેંચી લીધી. પછી 'ટાઇમ્સ'ના પ્રતિનિધિને મોકલ્યો કે તું કંઇ કરી લાવ. સરકાર કંઇ ગવર્નર થોડા જ છે ? એ તો સ્માર્ટ અને હેચ કહે તે થાય ! વીસ વરસ પર એમની જે આંખો હતી તે જ આજે છે. બધા રિપોર્ટોમાં મેં એક જ લીટી જોઇ છેઃ 'ખેડૂતોના વાંધા વજુદવિનાના છે.' જાણે છપાવી રાખેલી લીટી ન હોય ! ખેડૂતો પૈસા ભરે ને પાછા લબાડ ગણાય ! ધારાસભાના પ્રતિનિધિઓ તો જૂઠા ! મુનશી રિપોર્ટ કરે તો તે જૂઠા ! કોઇ પણ હિંદી લખે તો તે જૂઠો ! રાજ્ય કરવાની આ જે વૃત્તિ છે તેની સામે મારે તકરાર છે. લાખ રૂપિયા તો તમે સહેજે ધોઇ નાંખો એવા છો. લાખને ખાતર લાખો ખરચવા ને આબરૂના કાંકરા કરવા નીકળ્યા છે તે એટલા માટે કે રૈયતથી માથું ન ઊંચકાય. તમે કહો છો, રાજા બોલે તે ન્યાય; એની સામે મારો કજિયો છે. ખેડૂતને હું કહું છું કે તમે મરી જજો. આખા ગુજરાતના તેમજ મુંબઇ ઇલાકાના ખેડૂતોની આંકણીમાં એક જ ધોરણ દાખલ થયું છે. પાછલાં સેટલમેંટોમાં ૨ ટકા, ૫ ટકા વધારે, કે કંઇક ઓછું કરે. આ વખતે ધોરણ જ એવું રાખ્યું છે કે જેને તપાસ માટે મોકલે તેને કલેકટરી મળવાની હોય, વધારો કરી આપે તો કલેકટરી જરૂર મળે. હિંદીના હાથમાં હોય તો તો ખેડૂતો મરી જ ગયા. વિરમગામમાં અંગ્રેજ અમલદારે કહ્યું, ૭ ટકા વધારો; તો એન્ડર્સને કર્યા ૨૯ ટકા. કહે છે, આ વખતે નમતું આપીએ તો ખેડામાં આવતે વર્ષે વધારવાના છીએ તે ન વધારવા દે. ખેડામાં વધારો તો ખરા. પાંચ વર્ષ પર ખેડાની તપાસનો રિપોર્ટ થયો એના પર બીજો અમલદાર નીમ્યો હતો. એણે રિપોર્ટ કર્યો હતો તે કાઢો. મેં

બારડોલીમાં જે તકરાર કરી છે તે જ એમાં લખેલી છે. એકલાં ગણોતો પરથી વધારો કરવો એ ખોટો છે એમ ગોર્ડન સાહેબ લખી ગયો છે. મેં બારડોલીમાં એ જ વાત કરી છે.

## હું બંધારણપૂર્વક લડનાર છું

સરકાર કહે છે, અમારે સમાધાની કરવી છે કારણ અમારે કાયદાનું સર્વોપરિપણું સાચવવું છે. બારડોલીમાં તમે કાયદો જોયો છે? બારડોલીના મેજિસ્ટ્રેટે કાયદાને નામે કેટલી અરાજકતા કરી છે? કાયદામાં છે કે ખેડૂતનું ઘર ન ફોડાય. તો પાછલાં બારણાંનાં ચણિયારાં ઉતરાવી ઉતરાવી અંદર પેઠા! ગાયકવાડી રાજ્યની પણ ભેંસો લીધી. જે ભેંસો લીધી તે ખાતેદારોની છે કે બીજાની તે પણ ન જોયું. કાયદો તો હું સાચવું છું. નગારું ન વગાડો કહ્યું તો કે નહિ વગાડું. બંધારણપૂર્વકની લડત લડનારો હિંદુસ્તાનમાં હું એક જ છું. મારી લડત એવી છે જેમાં બધો જ માર મારે માથે, દુઃખ તેટલું મારે ભોગવવાનું, સામાને નહિ. સરકાર એને બળવો કહે છે. બળવો શાનો? મારી પાસે બંદૂક નથી, તોપ નથી, હથિયાર નથી. અત્યારે આ રાજ્યમાં એક પણ હિંદી એવો નથી જે આ લડતના પક્ષમાં ન હોય. છેલ્લાં દોઢસો વરસમાં હિંદુસ્તાનમાં એવો એકે સવાલ નીકળ્યો નથી જેમાં સૌ એકમત થયા હોય. અને આજે થયા છે એનું શું કારણ? કારણ સરકારનો કેસ ખોટો છે, તે દરેક વખતે જૂઠું બોલે છે. કહે છે, લોકોને દુઃખ પડે છે તેથી સમાધાની કરવી જોઇએ. લોકોને દુઃખ પડે છે તે જોવું જોઇએ. તમે શું જોયું? ત્રણ મહિના તો મહાબળેશ્વરમાં બેઠા હતા. કોઈ ગુજરાતીને તો મોકલવો

હતો ? 'ટાઇમ્સ'નો પ્રતિનિધિ એટલું તો કહી ગયો છે કે આ લોકોએ પારાવાર દુઃખ વેઠયાં છે. એ ખોટું હોય તો નીમો કમિટી. દુઃખ સામે મારી ફરિયાદ નથી, કારણ એ સ્વેચ્છાએ વેઠેલાં છે. જૂઠાણાં સામે મારી ફરિયાદ છે. ડરાવવાની વાતથી કશું નહિ વળે. કહે છે, લશ્કર લાવવાના છીએ. ફ્રાન્સમાં લઇ ગયા હતા તે બધું લાવોને. હું ખેડૂતને કહું છું, બંદૂક સામે છાતી ધરજો, પૂંઠ ન ધરજો. ત્યારે શું હું એમને એમ કહું કે અમૃતસરની ગલીમાં થયું એવું કરજો ? એ જમાનો ગયો. ગુજરાતના ખેડૂતો ઊંઘતા નથી. હું એમને એક જ વસ્તુ સમજાવું છું: સરકારનો ડર કાઢી નાંખો. તમારે શું ખોવાનું છે ? રાજ ખોવાનું તો એને છે !

### બદલાયેલું ગુજરાત

ગુજરાતીઓ ઢીલાં ધોતિયાં પહેરનારા કહેવાય છે, ભાત ખાનારા કહેવાય છે, વેપાર કરી ખાનારા કહેવાય છે. એક જાતની આબરૂ તો બતાવો ? પાછળ કંઇ ઇતિહાસ છે ? હવે એ કયાં સુધી ? બારડોલીમાં થાય છે તે એક જ વસ્તુઃ માથું આપશું પણ આબરૂ નહિ આપીએ. કહે છે કે પાક વખતે ગોરા લશ્કરને બોલાવી બારડોલી તાલુકાને ઘેરો ઘાલીશું. અરે, ત્રણ મહિના ઘરમાં કાઢયા તો તાલુકામાં ત્રણ વરસ કાઢશું. કપાસ નહિ લેવા દો તો અમને સળગાવતાં કયાં નથી આવડતો ? તમને ગુમાન છે કે ઇશ્વર કરતાં યે અમે મોટા છીએ. બારડોલીના ખેડૂતનો નિશ્ચય છે કે જે વચન બોલ્યા છીએ તેથી નથી જ નમવાના. એ ૮૮ હજાર ખેડૂતો મરશે તો ગુજરાતના ખેડૂતોનું કલ્યાણ થવાનું છે. આખા ઇલાકાના ખેડૂતો હાલી ઊઠયા છે, કારણ સૌ બોજા તળે એટલા કચડાયા છે કે બીજો ઇલાજ નથી. એમનો કોઇ ધણીધોરી નથી, કોઇ એમનાં ઝુંપડામાં પેસતું

નથી, રાજ્ય કરનારને તેમની સાથે સંબંધ નથી, તે તો ઊલટા એમને ડરાવે છે. એમનામાં રડવાની યે શક્તિ નથી રહી. હું બોલું છું ત્યારે તેઓ જાણે છે કે આ આપણા દિલમાં છે તે જ કહે છે. એની દવા મેં બતાવી છે, અને કહ્યું છે કે એ કડવી હોય તો યે પીઓ. આમાં રાજકીય શું આવી ગયું ? જમીનમહેસૂલનો કાયદો રાક્ષસી છે, અને એના અમલમાં કેટલી શેતાનિયત રહેલી છે તે બારડોલીએ બતાવી દીધું છે. હવે હું શું હારવાનો હતો ? મારીને રાજ્ય કરેલું હોય એવો એક દાખલો તો દુનિયાના ઇતિહાસમાં બતાવો ? હું ખેડૂતોને કહું છું કે જે ડરાવીને પૈસા લે છે તે લૂંટારા છે. જે ડરીને પૈસા આપે છે તે માણસ નથી પણ જાનવર છે. ડરીને પૈસા ન આપો. રાજી થઇને આપતાં શીખવાનું છે. સરકારને કહું છું, તમે ઇન્સાફ કરો ને દૂધે ધોઇને પૈસા લઇ લો. બે ને બે ચૌદ કહેવાનું કહેશો તો તે નહિ જ કહીએ, ચાર જ કહીશું.

કમિશનર આંખમાંથી લોહી વરસાવીને કહેતા હતા, કે અહીં નમતું આપશું તો આ નવરા લોકો ખડિયો લઇને ખેડામાં જશે ને તગાવીના પૈસા નહિ આપવા દે. હું ખેડૂતોને કહું છું કે આ પૈસા દૂધે ધોઇને આપજો. હિંદુ ધર્મમાં બાપનું દેવું દીકરાએ વાળવું એવો પણ નિયમ છે. દેવાળું તો આ લોકો આવ્યા પછી જ આપણે જાણ્યું.

## બારડોલીમાં પાણીપત ?

એન્ડર્સને ધારાસભામાં કહ્યું છે કે બારડોલીમાં પાણીપત થશે. હું કહું છું, થવા દો. પાણીપતમાં ભલભલી સરકારના ભુક્કા ઊડી ગયા છે. આનો પણ થવા દો. ભગવાને જ એને બોલાવ્યો હશે તો હું શું કરીશ ?

સરકારનું ખોટું દેખાય, એ હેઠે પડે, એ વેરની લાલસા મારા મનમાં નથી. કારણ આ મારી કાઢેલી વસ્તુ નથી. એ જગતની મોટામાં મોટી શક્તિ છે. જગતનો મોટામાં મોટો પુરુષ સાબરમતીને કાંઠે બેઠો છે તેની પાસેથી આ વસ્તુ મેં લીધી છે. મારે હાથે એક પણ વસ્તુ એવી નહિ થાય જેથી આપણી લડતને ડાઘ લાગે. મારા પર આક્ષેપ થાય તો કંઇ નહિ; મારું હૈયું કઠણ થઇ ગયું છે.

## એંસી હજારની ટેક

હું ખેડૂતોને કહું છું, આપણે કોઇની દયા ન જોઇએ. જે દયા માગે તેને પડખે હું નથી ઊભો રહેવાનો. આપણે તો ઇન્સાફ જ જોઇએ છે. ખેડૂતની દયા ખાનારો જગતમાં કોઇ નથી. જે બળવાન હોય તે ઉદાર થઇ શકે છે એ સાચું. પણ બળવાન કોણ? પાપી તે બળવાન? જે ખોવા બેઠા છે તે બળવાન? આજે આ સરકાર જેટલી પામર છે તેટલી મેં કોઇ જોઇ નથી. તે એટલી પામર થઇ ગઇ છે કે એને કોઇ વેઠિયો મળતો નથી. એક પણ સજ્જન નથી કહેતો કે એનો પક્ષ સાચો છે. 'પાયોનિયર'ના લેખકે જેવી કડવી ભાષા વાપરી છે તેવી તો મારા મોઢામાંથી નીકળી નથી. એણે તો કહ્યું છે કે ત્યાં બધા ગધેડા રાજ્ય કરે છે. એ એક અંગ્રેજ લખે છે. લશ્કર લાવો એટલે જોશો કે જગતમાં કોઇ તમારે પડખે નથી. તમને લાગે છે, જગતમાં ઇશ્વર નથી, જગત બંદૂક પર ચાલે છે. પણ જગત તો પ્રેમ પર ચાલે છે. તમને ગુમાન હશે કે આપણી પાસે રાવણ કરતાં વધારે સંપત્તિ છે. પણ રાવણ બાર મહિના સુધી એક વાડીમાં પૂરેલી અબળાને વશ નહોતો કરી શક્યો; અને એનું રાજ્ય પાયમાલ થઇ ગયું. તો એંસી હજારની ટેક કોણ છોડાવી શકનાર છે?

# વ્યાખ્યાન ૧૬ મું

## વિજયવાણી

### ૧

[ અમદાવાદ જિલ્લા પરિષદ ભરાયા પછી વાતાવરણ વધારે ગંભીર બને છે, સરકાર છેવટના પાસા ફેંકવા માટે સરદારને પકડવાનો તથા આખા તાલુકાની ફરતે હથિયારબંધ પોલિસ મૂકવાનો ઇરાદો રાખે છે એમ સંભળાય છે. આ કટોકટીના મામલામાં પૂ. ગાંધીજી પણ સિપાહી તરીકે રણસંગ્રામમાં પહોંચી જાય છે અને વાતાવરણ વધારે ગંભીર બને છે. ધારાસભાવાદીઓ સરકાર સાથે સમાધાનીના સંદેશા ચલાવે છે પણ તેમનામાં તો બારડોલીના ખેડૂતો જેટલી પણ હિંમત નથી એટલે આખી પ્રજા આ મામલા તરફ આતુર હૃદયે જોઇ રહી છે. આખરે મૂંઝાએલી સરકાર સરદારને સમાધાની માટે નિમંત્રે છે. સરદાર પૂના જાય છે. ચોવીસ કલાકની મૂંઝવણભરી આતુરદશા પછી ખબર પડે છે કે સરકાર પ્રજાની—મક્કમ અણનમ ખેડૂતની માગણી સ્વીકારે છે. સર્વત્ર વિજય વિજય થઇ રહે છે.

આમ, આટઆટલી સાધનસંપન્ન સરકારને પોતાની કુનેહથી અને અનુપમ વ્યૂહરચનાથી હરાવ્યા પછી વિજયોત્સવ ઉજવવા ભેગા થએલા ખેડૂતો આગળ પૂ. ગાંધીજીની હાજરીમાં, બારડોલીના સ્વરાજ આશ્રમમાં, સરદાર પોતાનો ભાવી કાર્યક્રમ રજુ કરતું વ્યાખ્યાન આપે છે. ]

**ભાઇઓ અને બહેનો,**

સરકાર સાથે લડવાનું તો બહુ મીઠું લાગે છે, પણ યાદ રાખજો મારે તો તમારી જોડે પણ લડવું પડવાનું છે.

ખેડૂત પોતાની ભૂલોથી દુઃખી થઇ રહ્યો છે. તે ભૂલો હું સુધારવા માગું છું અને તેમાં હું તમારો સાથ માગું છું. બારડોલી તાલુકાની બહેનો, જેમણે મારા પર આટલો પ્રેમ વરસાવ્યો છે, મને ભાઈ સમાન ગણ્યો છે તેઓ મને એ કામમાં સાથ આપે એ માગું છું. એમની મદદ સિવાય એમાંનું કંઈ પણ બનવું અસંભવિત છે.

હું તમને કહી દેવા ઇચ્છું છું કે સરકાર તમામ મહેસૂલ માફ કરી દે, છતાં તમે જો ન ઇચ્છો તો સુખી ન જ થઇ શકો. સત્તાના જુલમો સામે તમે લડો એ તો મને પસંદ છે, પણ આપણે જાણવું જોઇએ કે આપણી પોતાની જ મૂર્ખાઇથી આપણે વધારે દુઃખી થઇએ છીએ, આપણે પોતે જ આપણાં દુઃખો માટે જવાબદાર છીએ. તો તે સામે શું આપણે ન જ લડીએ? તે સારુ તો રાતદિવસ જંગ માંડવો જોઇએ.

## પંચોને સજીવન કરો

તેથી હું હવે બારડોલી તાલુકાનાં તમામ મહાજનો અને પંચોને કહેવાનો કે તમારાં પંચોને સજીવન કરો. જૂનાં ખોખાંમાં નવું ચેતન રેડો. પંચો તો એવાં હોય કે જ્યાં ગરીબોનું રક્ષણ થતું હોય, જેના વડે આખી કોમનો પુનરુદ્ધાર થવા લાગે.

શું નાનાં નાનાં બાળકોને પરણાવી માર્યે કોઇ દિવસ કોઇ કોમનું કલ્યાણ થઇ શકે? જે પ્રજા છાતી પર ગોળી ઝીલવાને તૈયાર થયાનો દાવો કરતી હોય, તે પોતાનાં નાનાં નાનાં બાળકોને કદી પરણાવે? તેને માટે શું સરકારને અમુક ઉમર પહેલાં છોકરાં પરણાવવાની બંધી કરનારા કાયદા કરવા પડે? જો સરકારને આપણા સુધારા માટે કાયદા ઘડવા પડતા હોય તો તેવા આપણે સરકાર સાથે કેમ કરીને લડી શકીશું?

જેમ આપણે સરકારના દિલનો પલટો ઇચ્છતા હતા તેમ આપણા પોતાના હૃદયનો પલટો પણ આપણે કરવો પડશે. પ્રભુને હાજર જાણી લીધેલી એક પ્રતિજ્ઞામાંથી આપણે પાર ઊતર્યા અને આજે એ ફતેહની ઊજવણી માટે હર્ષથી ભેગા થયા છીએ. આ ઊજવણીમાં ભાગ લેવાનો સૌનો અધિકાર છે. પણ આ ઊજવણીને અંતે આપણા માથા પર કેટલી મોટી જવાબદારી રહેલી છે તેનું ભાન આપણને રહેવું જોઇએ. કાયમનાં કામો હવે આપણે ઉપાડવાં આવશ્યક છે, એવાં કામો કે પછી આવી લડતો લડવાપણું જ ન રહે.

## મોક્ષનો માર્ગ

હું પોતે તમે ઇચ્છો તેટલું તમારી વચ્ચે રહેવા તૈયાર છું. હું ગામેગામ ફરી તમને સમજાવીશ બહેનોને તેમ બાળકોને મળીશ. પંચોને ભેગાં કરીને સમજાવીશ કે મોક્ષનો માર્ગ તો આપણા જ હાથમાં છે. તોપ બંદૂક સામે ઝૂઝવાની કંઇ જરૂર નથી. કંઇક સંયમો શીખવાના છે, કંઇક પાપો ધોવાનાં છે, કંઇક મિથ્યાભિમાન હોય તે છોડવાનાં છે. એક વખત તોપગોળા સુધી પહોંચવાની તૈયારી કરી નાંખી હોય તેને માટે એ બધું કરવું મુશ્કેલ નથી. અત્યારે તો હું આટલું સૂચન જ કરી લઉં છું. હું તમારી સાથે જ રહેવાનો છું એટલે અત્યારે આવડી મેદનીમાં વધુ ધાંટો નહિ ખેંચું.

## ભાવિ લડત માટે તૈયારી

એટલું જ કહીને તમારી રજા લઇશ કે તમે બધા આ લડત તો સુંદર રીતે લડયા પણ હવે આથી યે ભારે કામ માટે તૈયાર થાઓ. તથા પાસસમિતિ નીમાશે તેને માટે પુરાવા એકઠા કરવાનું કામ છે, પણ તે તો નાનું કામ છે

અને તે કામ કરનારાઓ તો મળી રહેશે. જો મારા સાથીઓ મારી વાત માનશે તો બારડોલી તાલુકામાં આપણે એવું કામ કરીશું કે જે આખા હિંદુસ્તાનમાં આદર્શરૂપ બનશે. એ કામ જ્યારે કરશો ત્યારે તમને મીઠું લાગશે.

જ્યારે આપણે સત્યાગ્રહની લડત ઉપાડી ત્યારે તેનાં પરિણામની તમને ખબર નહોતી. વખત જતો ગયો અને કસોટી થતી ગઇ તેમ તેમાં રસ પડતો ગયો, તેમ તેમ તમારામાં ચેતન વધતું ગયું. એ જ પ્રમાણે હવે પછીના બેઠા અથવા ઠંડા કામ વિષે પણ ખાતરી રાખજો. તે જેમ થતું જશે તેમ, જોકે તે કઠણ તો છે જ છતાં, ફળ તમને ખૂબ મીઠાં લાગશે.

તેથી મને ઉમેદ છે કે જેમ આ લડતમાં તમે સૌએ મને સાથ આપ્યો તેમ હવે પછીના કાર્યમાં પણ સાથ આપશો. ઇશ્વર એમ કરવાની બુદ્ધિ અને શક્તિ તમને આપો, અને પ્રભુ તમારું કલ્યાણ કરો.

૨

[વિજ્યોત્સવ ઉજવતાં પૂ૦ ગાંધીજીના પ્રમુખપદે અમદાવાદમાં આપેલું વ્યાખ્યાન.]

આજે સવારે જ્યારથી મેં આ શહેરમાં પગ મૂક્યો છે ત્યારથી અમદાવાદના શહેરીઓએ મારા પર જે પ્રેમ વરસાવ્યો છે તેથી હું આભારની લાગણીથી એટલો દબાઇ ગયો છું કે કયા શબ્દોમાં તમારો આભાર માનું એ મને સૂઝતું નથી. અત્યારે મારી લાગણી એવી છે કે તમારી પાસે કંઇ પણ બોલ્યા સિવાય કેવળ મૂંગો જ બેસું. છતાં જે માનપત્રો તમે આપ્યાં છે તેનો કંઇક જવાબ મારે

આપવો જોઇએ. તેથી ટૂંકામાં બે શબ્દો કહું છું, તે તમે શાંતિથી સાંભળશો.

## હું પટ્ટશિષ્ય શેનો?

તમે અમદાવાદના શહેરીઓ તરફથી માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવેલો છે. હું ઇશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે મારે કેટલા જન્મ લેવા જોઇએ એની મને ખબર નથી. સાચે જ કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે બીજી અતિશયોક્તિભરેલી વાતો મારે માટે લખી છે તે હું પી જાઉં તો ચાલી શકે, પણ આ વાત ન ગળી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્યને એક ભીલશિષ્ય હતો, જેણે દ્રોણાચાર્ય પાસેથી એક પણ વાત સાંભળી નહોતી, પણ ગુરુનું બાવલું કરી તેનું પૂજન કરતો અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી એટલી દ્રોણાચાર્યના બીજા કોઇ શિષ્યે મેળવી નહોતી. એનું શું કારણ? કારણ કે એનામાં ગુરુ પ્રત્યે ભકિત હતી, શ્રદ્ધા હતી, એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને તમે જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાસે પડેલા છે. એમનો પટ્ટશિષ્ય તો શું, અનેક શિષ્યોમાંનો એક થઇ શકું એટલી પણ યોગ્યતા મારામાં નથી એ વિષે મને શંકા નથી. એ યોગ્યતા જો મારામાં હોત તો તમે ભાવષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહિ કર્યાં હોય,

જેમણે એમના શરીરની નહિ પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પાક ભૂમિમાં કોક તો એવો જાગશે જ.

કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે ? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું છે તે કરી લીધું છે. હવે જે બાકી રહેલું છે તે તમારે ને મારે કરવાનું છે. આપણે એ કરશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી. એમને જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે, હવે આપણે એ કરવાનું રહેલું છે.

## સંન્યાસીની જડીબુટ્ટી

બારડોલીને માટે મને માન આપો છો તે મને ઘટતું નથી. કોઇ અસાધ્ય રોગથી પીડાતો દર્દી પથારીવશ હોય, આ દુનિયા ને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતો હોય, તેને કોઇ સંન્યાસી મળે તે જડીબુટ્ટી આપે, અને એ માત્રા ઘસીને પાવાથ દર્દીના પ્રાણ સ્વસ્થ થાય, એવી દશા હિંદુસ્તાનના ખેડૂતોની છે. હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું. માન જો ઘટતું હોય તો તે જડી આપનારને છે. કંઇક માન પેલા ચરી પાળનાર દર્દીને ઘટે છે—જેણે સંયમ પાળ્યો અને તેમ કરીને હિંદુસ્તાનનો પ્રેમ મેળવ્યો, અને જેના પ્રતિનિધિ તરીકે મને આજે તમે માન આપો છો. બીજા કોઇને માન ઘટતું હોય તો મારા સાથીઓને છે, જેમણે ચકિત બનાવે એવી તાલીમ બતાવી છે, જેમણે મને કદી પૂછ્યું નથી કે કાલે તમે કયો હુકમ કાઢશો ? આવતી કાલે તમે શું કરવાના છો ? ક્યાં જવાના છો ? કોની સાથે સમાધાનની વાતો કરવાના છો ? ગવર્નરના ડેપ્યુટેશનમાં કોને કોને લઇ જવાના છો ? પૂને જઇને શું કરવાના છો ? જેમણે મારા પર જરા પણ

અવિશ્વાસ નથી રાખ્યો, સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે અને તાલીમ બતાવી છે. એવા સાથીઓ મને મળ્યા છે એ પણ મારું કામ નથી. આવા સાથીઓ પાક્યા છે, જેમને સારું ગુજરાત મગરૂર છે. તે એમનું કામ છે. આમ જો આ માનપત્રમાંનાં વખાણ વહેંચી આપવામાં આવે તો બધાં વખાણ બીજાને ભાગે જાય, અને મારે ભાગે આ કોરો કાગળ જ રહે એમ છે.

## ગંગાનો પ્રવાહ

યુવકસંઘનું માનપત્ર જોઇને મારું દિલ લાગણીથી ભરાઇ ગયું છે. અમદાવાદના યુવકોને જો હું સમજાવી શકું તો કહું કે તમારે આંગણે ગંગાનો પ્રવાહ વહે છે, પણ ગંગાકાંઠે વસનારાઓને ગંગાની કિંમત નથી હોતી. હજારો માઇલથી લોકો ગંગામાં નહાઈ પવિત્ર થવા આવે છે. આજે જગતમાં પવિત્રમાં પવિત્ર સ્થાન કોઇ હોય તો તે આ અનેક પ્રવૃત્તિવાળા શહેરમાં નદીને સામે કાંઠે છે, જ્યાં જગતમાંથી અનેક સ્ત્રીપુરુષો પવિત્ર થવા આવે છે. જુવાનોને પવિત્ર થવાનો આ અવસર મળ્યો છે. જુવાનો જો સમજે તો એ ગંગામાંથી બહાર જ ન નીકળે.

ખેડૂતને માટે મેં કામ કર્યું તેને માટે મને માનપત્ર શું ? હું ખેડૂત છું, મારી નસેનસમાં ખેડૂતનું લોહી વહે છે. જ્યાં જ્યાં ખેડૂતને દુઃખ પડે છે ત્યાં ત્યાં મારું દિલ દુભાય છે. હિંદુસ્તાનમાં જ્યાં ૮૦ ટકા લોકો ખેડૂત છે ત્યાં યુવાનોનો ધર્મ બીજો શો હોય ? ખેડૂતની સેવા કરવી હોય, દરિદ્રનારાયણનાં દર્શન કરવાં હોય તો ખેડૂતોનાં ઝૂંપડામાં જાઓ. બારડોલીની લડતમાં યુવકસંઘે ભારે ફાળો આપ્યો છે. મુંબાઇના યુવકોએ શરૂઆત કરી. ત્યાંની

બહેનોએ આવીને સ્થિતિ જોઇ અને ચોધાર આંસુ પાડયાં. તેમણે મુંબઇ શહેરને જાગ્રત કર્યું. પછી સુરત અને અમદાવાદના યુવાનોમાં પણ ચેતન ફેલાયું. એ ચેતન જો ક્ષણિક ન હોય, એ પ્રકાશ દીવાની જ્યોત જેવો નહિ પણ સૂર્યના જેવો સ્થાયી હોય તો દેશનું કલ્યાણ થવાનું છે. દેશનું કલ્યાણ નથી મારા હાથમાં કે નથી ગાંધીજીના હાથમાં, તમારા યુવાનોના હાથમાં છે. દરેક દેશમાં સ્વતંત્રતા યુવાનોએ મેળવેલી છે, પચાવેલી છે અને ભવિષ્યના યુવાનોને આપેલી છે. આ માનપત્રનો અર્થ એ છે કે આ કામ તમને પસંદ છે. તમારું દિલ પલળેલું છે. મારી ઉમેદ છે કે બાકીનું જે મહાભારત કામ રહેલું છે તે આપણે સાથે મળીને કરીએ. હું પ્રભુ પાસે માગું છું કે તમે જે અતિશયોક્તભર્યા શબ્દો મારે માટે વાપર્યા છે તેને માટે તે મને યોગ્ય બનાવે, અને તમે પોતાને માટે જે ઉમેદો બાંધી છે તે બર લાવવાની તમને શક્તિ આપે. પ્રભુ તમારું કલ્યાણ કરે.

*
* *

# વ્યાખ્યાન ૧૭ મું

## વીરપસલી

[ ભાઇબીજનો દિવસ હતો. વરાડની બહેનોના 'વીરા'ની પધરામણી થઈ હતી એટલે તેમના આનંદનો પાર રહ્યો નહતો. બહેનો તો ભાઈ પાસે પોતાનાં દિલ ઠાલવવા લાગી: 'અમારી બાળાઓ માટે 'સંસ્કારી કેળવણી'નો પ્રબંધ થવો જોઈએ, રડવા કૂટવાના, ફારગતીના રિવાજથી થતી જાનવર જેવી દશા ટળવી જોઇએ,' અને છેવટ એક અંગત ફરિયાદ રજુ કરી: 'અમારા ભાઇઓ અને પતિઓ દૂર દેશાવર વર્ષોનાં વર્ષો જઈ રહે છે, ચાર પાંચ વર્ષે પાછા ફરે છે તો ખેતીમાં તેમનું ચિત્ત ચોટતું નથી અને પાછા પરદેશ જાય છે, અને અમારે તો ઘરખૂણો જ સેવવો રહે છે. અમને કાંઈ એવો પ્રબંધ ન કરી આપો કે અમારા મરદોને દેશવટો વેઠવો હોય તો અમને પણ સાથે લેતા જાય. અને નહિ તો પરદેશ ન જતાં ખેતી કરે?'

ભાઇબીજનો દિવસ અને બહેનોએ વીરની પાસે જે અજબ પ્રકારની વીરપસલી માગી, તેના જવાબમાં આપેલું હૃદયદ્રાવક લાગણીભર્યું ભાષણ. તા. ૧૪-૧૧-૨૮. ]

બહેનો,

કેળવણીની તમે માગણી કરી. કેળવણી બે પ્રકારની છે: એક કેળવણી માણસને માણસાઇનું ભાન કરાવે છે, બીજી માણસની માણસાઇ લઇ લે છે; એક માણસને

મદમાં ચકચૂર કરે છે, બીજી માણુસને—પુરુષ અને સ્ત્રીને–તેની માણુસાઇનું ભાન કરાવે છે. આ બીજી તે જ સાચી કેળવણી. તમને એવી હોંશ હોય કે શહેરી બહેનોની જેમ તમે ઝીણી સાડી અને બૂટ પહેરતાં શીખો, રાંધવાનું શીખેલું ભૂલો અને ફાંટમાં કપાસ ભરતાં ભૂલો, તો તો એ કેળવણી આપવાનો પ્રબંધ હું તમારે માટે ન કરી શકું. એ તો વંઠેલની કેળવણી થઇ. તમે તો કદી ખેતરમાં કામ કરતાં મટો જ નહિ, ખેતરમાંથી તમને કોઇ ખેંચી લઈ જઇ ન શકે એવી કેળવણી તે સાચી કેળવણી છે. દુનિયામાં આપણે સૌ ઓછેવત્તે અંશે ગુનેગાર છીએ, પણ જે માણુસ પરસેવો પાડી ખેતરમાં કામ કરે છે, અને જગતને માટે અન્ન અને વસ્ત્રની સામગ્રી પકવે છે તે માણુસ દુનિયામાં ઓછામાં ઓછો ગુનેગાર છે. એટલે હાલ તમે જે ઉત્તમ કાર્ય કરી રહ્યાં છો તે છોડાવી દે એવી કેળવણી આપવામાં તો હું કદી સંમત ન થાઉં. હા, તમને થોડું અક્ષરજ્ઞાન ભલે મળે; પણ એ ઉપરાંત તમને તો મૂઆ પાછળ જમવા ન જવાની, મૂઆ પાછળ થતા ખર્ચની સામે થવાની, તમારાં બાલકબાલિકાઓને નાની ઉમરે પરણાવવાની સાફ ના પાડતાં શીખવાની કેળવણીની જરૂર છે. તે કેળવણી હું આપવા માગું છું. વરાડના કરજનો હિસાબ કાઢો તો તમને જમણુના લાડુ ખાતાં વિચાર થઇ પડે. અને એ લાડુ કોણ ખાય ? જેને ભૂત થવાની ઇચ્છા હોય તે જમણુના લાડુ ખાય ! અને બાળકબાળાઓને નાનપણમાં ગુલામ બનાવવામાં શી મોટાઇ હોય ! મારા દીકરાને ૨૦ વર્ષની ઉમરે મેં ૧૧ રૂપિયાનો ખર્ચ કરીને પરણાવ્યો, અને મારી દીકરી ૨૪ વર્ષની થઇ છે તોપણ હજી મેં કુંવારી રાખી છે.

## ઓલાદ સુધારો

હું તો તમને ત્રણ વસ્તુ સમજાવવા માગું છું: તમે તમારી ઓલાદ સુધારો, તમારાં ઢોરની ઓલાદ સુધારો, તમારા પાકની ઓલાદ સુધારો. ત્રણે બાબતમાં તમે દિવસે દિવસે ક્ષીણ થતા જાઓ છો. તમે મને પૂછો છો કે તમારા ધણી તમને પરદેશ સાથે કેમ નથી લઇ જતા ? તમને સાચું કહું ? ત્યાં પરદેશમાં તેમની સ્થિતિ ઢેડભંગીના જેવી છે, ત્યાં તમને લઇ જઇને શું કરે ? તમને ત્યાં લઇ જાય તો તમે ખરી સ્થિતિ જાણી જાઓ. ત્યાં પરદેશમાં જઇને પરાયા—ઢેડની સ્થિતિ ભોગવવા કરતાં અહીંની ગુલામ દશામાંથી મટવાનો પ્રયત્ન કરવો એ બહેતર નથી ? પરદેશમાં, આપણે ત્યાંના મજૂરની અને મોટા ગાયકવાડ સરકારની દશા સરખી છે. એ દશામાં પડવાને બદલે અહીં જ રહીએ તે શું ખોટું ? અને અહીં તેમને રાખવાને માટે પણ તમારી જ ઉન્નતિ સાધવાની જરૂર છે. બધી ઉન્નતિની કૂંચી જ સ્ત્રીની ઉન્નતિમાં છે એટલું તમે સમજો એટલે પહેલો અધ્યાય આપણે પૂરો કર્યો. એ ઉન્નતિ કરવાને પંથે પડયા વિના હું તમને છોડું એમ નથી, તમે મને છોડાવવા માગો તોપણ ન છોડું. મારે તો એનો એક તાલુકા મારફતે આખા દેશને પદાર્થપાઠ અપાવવો છે. એટલે જ અહીં હું હજી મારી છાવણીઓ નાંખીને બેઠો છું. એ છાવણીના નાયકો ત્યાગી માણસો છે, સેવાને માટે તેઓ બધું અર્પણ કરી ચૂકેલા છે, એમનો ઉપયોગ તમે પૂરેપૂરો કરી લો. રવિશંકર અને મોહનલાલ પંડયા જેવાને તમારી વચ્ચે મૂકીને હું તમને ઉન્નતિનો રંગ ન લગાડી શકું તો અક્ષરજ્ઞાન તમને કશો લાભ આપી શકવાનું નથી. એ લોકોના સંગથી જ તમે ઘણું શીખવા માગો તો

શીખી શકો એમ છો. મને તો આજે ભારે અસંતોષ છે કે મારા હીરા જેવા સાથીઓનો પૂરો ઉપયોગ અહીં નથી થતો, રત્નો રોળાઇ જતાં હોય એવો ભય રહ્યા કરે છે. એમની પાસે તમારી કુપ્રથાઓ કાઢતાં શીખો, અને તમારી ઓલાદ સુધારો. તમારાં ઢોરની ઓલાદની તમને કશી પડી નથી. ગોપાલન તમે જાણતાં નથી, અને તમારી ભેંસો પણ કદાવર અને મણ મણ દૂધ આપનારી જોવામાં આવતી નથી. અને પાકની ઓલાદ—ખેતીની ઓલાદની તો તમને પડી જ નથી. ખેડૂત ગમાર ગણાય છે, સો સો વીઘાં જમીન ખેડતાં છતાં ખેડૂત દળદરી તે દળદરી. પાક કેવા કરવા, બી કેવાં વાવવાં, ખેતીનો હિસાબ કેમ રાખવો, એમાંની એકે વાતની ખબર ખેડૂત રાખતો નથી. પોતાનું અનાજ વેચીને વાણિયાને ત્યાંથી એ વેચાતું લે છે, પોતાનું રૂ વેચીને વિલાયતી કપડું અથવા મિલનું કપડું વેચાતું લે છે, અને વેચવામાં અને ખરીદવામાં બંને બાજુથી એ માર ખાય છે.

## તમે તો શક્તિ છો

આ બધું તમે ન સમજો ત્યાં સુધી મારા આ તાલુકામાં ફેરા અફળ છે. મને તમારી દશાનો વિચાર કરીને ઊંઘ નથી આવતી. મારે તો તમને તમારી જુવારનો રોટલો અને તમારા કપાસની ખાદી પહેરાવવી છે. જે બહેનને ખેતરમાં કપાસના ખૂંપરામાં કામ કરવાનું તેને ઝીણી સાડી કેમ પાલવે ? એને તો મણ કપાસ માય એવું જાડું લૂગડું જ જોઇએ. આ બધાની શરૂઆત પણ તમે જ કરી શકો છો. તમે અબળા છો એમ શા સારુ માનો છો ? તમે તો શક્તિ છો. પોતાની માતા વિના કયો પુરુષ પૃથ્વી ઉપર ઊતર્યો છે ? તમે તમારી

દીનતા ટાળો. તમારી દીન સ્થિતિ હું જાણું છું, તમે જાણો છો એટલી જ જાણું છું. ફારગતી મળતાં તમારી શી દશા થાય છે તે હું જાણું છું. છતાં તમારી બારડોલી બહાર આબરૂ વધી છે, દેશવિદેશમાં તમારી કીર્તિ ફેલાઇ છે. કારણ તમે તમારી મુશ્કેલીઓ છતાં, તમારી દીન દશા છતાં, બહાદુરી બતાવી. એ જ બહાદુરી તમારો આંતરિક સુધારો કરવામાં બતાવો એટલે તમારી દીન દશા આપોઆપ ટળશે. અને એ બધા સુધારાનો પાયો તમારું પકવેલું અન્ન તમે વાપરો અને ખેતરનું રૂ પીંજી, કાંતી, વણતાં થઇ જાઓ એ છે. તમે ખેતરમાં કામ કરનારી બહેનોને કાંતવાનું અને પીંજવાનું આળસ શા સારુ? મારી છોકરીને પીંજતાં આવડે તો તમને શા સારુ ન આવડે? તમે પીંજવાનું શીખવા તૈયાર થાઓ તો મારી છોકરીને પીંજતાં શીખવવા મોકલવાને હું તૈયાર છું. ગમે તેમ થાઓ, આવતી મોસમમાં કેટલાંક ગામ તો એવાં હું જોવા ઇચ્છું છું કે જેમાં પરદેશી સૂતરનો એકે તાંતણો ન હોય, એકે કેસ કોર્ટે ચઢતો ન હોય, એકે તડ ન હોય. સ્ત્રીઓને ત્રાસ ન હોય, એકે બાળલગ્ન કે એકે લગ્નવરો કે મરણવરો થતો ન હોય. આ સ્થિતિ લાવવામાં તમે બહેનો પૂરેપૂરો ફાળો આપો.

*
* *

# વ્યાખ્યાન ૧૮ મું

## સ્વરાજનું આદર્શ ગામ

[ આ દરમિયાન સરદાર મદ્રાસ, કર્ણાટક અને બિહારની ખેડૂતઆલમને પોતાની વીર વાણી સંભળાવી ગાંડા કરી આવ્યા હતા. મહાસભાની બેઠક પાસે આવતી હતી અને તેમ તેમ સ્વરાજ પણ નજીક આવતું હતું. બારડોલીની લડત જીત્યા પછી સરદારના મગજમાં સ્વરાજ માટેની વ્યૂહરચના રચાઇ રહી હશે, કાલે જ સ્વરાજ જીતી લઇએ તો ક્યી રીતે કામ શરૂ કરી દેવું તેની વ્યૂહરચના મનમાં ને મનમાં ઘડી રહ્યા હશે એટલે એના ગામમાં તા.૧૮–૧૨–૨૮ને રોજ તેમણે સ્વરાજના આદર્શ ગામનું સ્વરૂપ નીચે મુજબ પ્રગટ કર્યું.]

**ભાઇઓ અને બહેનો,**

બિહારમાં દસદસ પંદરપંદર હજારની મેદનીઓ ભરાતી અને લોકો મને બારડોલીના ખેડૂતોની વાત પૂછતાં. મેં તેમને કહ્યું, તમે બારડોલીની બહેનોને જુઓ ત્યારે જ એ રહસ્ય તમને સમજાય. એ બહેનો પાસેથી મેં ભાઇને દાવે કબૂલત લીધી હતી કે લડતમાં કોઇ પાછો પડે તો એ ધણી હોય તો યે તેને ન સંઘરવો. સ્ત્રીને પરણવું એ મર્દનો જ અધિકાર છે, નામર્દ સાથે પરણવું એ સ્ત્રીનું કામ નથી. આજે પણ બારડોલીની બહેનો મને મળે છે ત્યારે હું તેમને માનથી નમસ્કાર કરું છું અને કહું છું કે બહેનો, તમારા મર્દોને સાચવજો. તેઓ નામ માત્રના મર્દ છે, તેમને સાચા મર્દ તમારે બનાવવાના છે. મારી પોતાની કોમને નામર્દ કહેતાં મને સુખ થાય છે શું ? તેમ બોલતાં

તો મારું કાળજું ચીરાય છે, પણ બહેનો સમજે છે કે આ ભાઇ છે અને તેના દિલમાં દર્દ ભર્યું છે.

## સાચું સ્વરાજ

દેશભરમાં બારડોલીના ખેડૂતોની ઇજ્જત કેટલી થઇ છે તે તમે નથી જાણતા. એ ઇજ્જતને લીધે જ બધા મને ખેંચી જાય છે અને તમારી વાતો પૂછે છે. હું જાઉં છું છતાં જાણું છું કે ભાષણ કરીને હું કોઇને કશું સમજાવી ન શકું. અહીં સાચું કામ કરીને બતાવું તો એ કામ જ બોલશે. 'અંધકાર નાશ પામો, અંધકાર નાશ પામો' એમ પોકારો કરવાથી પ્રકાશ થવાનો નથી. પ્રકાશ તો બત્તી સળગાવીએ ત્યારે જ થાય.

બિહારમાં લોકો મને સ્વરાજ વિષે પૂછતા, તેમને શી રીતે સમજાવી શકું ? એ ખેડૂતો જેમને બે ટંક ખાવાનું મળતું નથી તેઓ ડુમિનિયન સ્ટેટસ શું સમજે ? તેમની પાસે રેવોલ્યૂશન ને રિવોલ્ટનો વાતો કેવી ? એ તો ભેંસ આગળ ભાગવત વાંચવા જેવું થાય. મેં તેમને કહ્યું કે મારે તો એવું સ્વરાજ જોઇએ કે જે ખેડૂત પોતાના ઘરમાં બેઠો દેખી શકે. સ્વરાજ એટલે રામરાજ્ય, સ્વરાજ એટલે ધર્મરાજ્ય. તુલસીદાસજીએ દુહામાં કહ્યું છે:

"પરધન પથ્થર માનીએ, પર સ્ત્રી માત સમાન
"ઇતનેસે હરિ ના મિલે તો તુલસીદાસ જમાન."

આનું નામ સ્વરાજ્ય.

ખેડૂતની કોઠી ખાલી હોય, એને ટુટિયા વાળી સૂઇ રહેવું પડતું હોય, ત્યાં સ્વરાજનો બીજો શો અર્થ ? તેની કોઠી ભરી હોય, દુકાળ પડે, હિમ પડે કે તીડ પડે તો પણ કોઠી ખાલી ન થાય એ તેનું સ્વરાજ.

ગંગા કિનારે વસીને ભૂખે મરતા એ પ્રાંતને હું બીજું કયું સ્વરાજ સમજાવું? તેમને તો મેં કહ્યું કે તમે બધા અરધો રોટલો ખાઇને જીવતાં મરો છો એ કરતાં અરધા ગંગાજીમાં ડૂબી મરો કે પાછળ રહેલાને આખો રોટલો મળે !

પણ મારે સાચું સ્વરાજ તો અહીં કરી બતાવવું છે. એક જ ગામ તૈયાર થઇ મને અખતરો અજમાવવા દો તો હું આખા દેશને બતાવું કે સાચું સ્વરાજ તે આનું નામ. એ ગામ તો દેશનું જાત્રાનું ધામ થઇ પડે.

## સ્વરાજનું આદર્શ ગામ

સ્વરાજનું ગામ કેવું હોય? એ ગામની ભાગોળમાં પેસીએ ત્યાંથી ખબર પડી જાય કે આ કંઇક જુદું જ ગામ છે. અત્યારે તો ગામમાં પેસતાં ભાગોળથી નાકે ડૂચા દેવા પડે છે! પોતાના ઉકરડા ક્યાં કરવા, કેમ કરવા, એ ખેડૂત જાણતો નથી. મળમૂત્રની ક્રિયાઓ તેને આવડતી નથી. બળદ ફાવે ત્યાં પોદળો કરે તેમ એનું છે. તે પોતાનું સોનાનું ખાતર વેડડી મારે છે અને ગંદકીમાં રીબાય છે.

આદર્શ ગામમાં ખેડૂત ખાડા કરી સંઘરે, ઢોરનું મૂતર પણ ખાડામાં સચવાય એમ કરે, ખાડા ઉપર પાટિયાં મૂકી તેના ઉપર પાયખાનું ગોઠવે, અને સોનાનું ખાતર ગુમાવી ન દે. એ કળા જાણનાર ખેડૂતના ગામમાં ગંદકી ન હોય, માખીનું નામ ન હોય. ઇશ્વરે આટલી છૂટી જમીન આપી છે, ખુલ્લી હવા અને સુંદર પ્રકાશ આપ્યો છે ત્યાં ખેડૂત શા માટે નરકવાસ ભોગવે? તેણે તો સ્વર્ગ સમાન ગામ બનાવવું જોઇએ.

આદર્શ ગામમાં તો ખેડૂતના આંગણામાં પાણીનો છંટકાર કરેલો હોય, અને તેમની સ્ત્રીઓએ ત્યાં ગુલાબના છોડ વાવ્યા હોય. આજે તો આંગણામાં તે બાળકોને પાયખાને બેસાડે છે! તેના ઉપર માખી બેસે છે અને એ જ માખી તેના ઓરડામાં જાય છે.

એ ગામના ખેડૂતનાં બાળકો કેવાં સુંદર હોય? તેમનાં આંખ, નાક, મોં પર મેલ વળગ્યો ન હોય, તેમનાં કપડાં ગંદાં ન હોય. તેમનાં ગાલની આરપાર એવું લોહી ચમકતું દેખાતું હોય કે જાણે ગુલાબનું ફૂલ. પણ ખેડૂતની સ્ત્રીએ જીંદગીમાં ગુલાબનું ફૂલ જોયું હોય ત્યારે એવાં બાળકો ઉછેરતાં તેને આવડે ને? તેણે તો બિચારીએ માત્ર છાણ ચૂંથી જાણ્યું છે. તેને બાળક ઉછેરતાં ક્યાં આવડે છે? તે તો બાળકને અફીણની ગોળી ગળાવીને, કાં તો ટપલું મારીને ને કાં તો ઘોડિયામાં ધબૂડાવીને મૂંગું કરે છે ને વૈતરું કર્યા કરે છે. એ રીતે કાંઇ ખેડૂતના ઘરમાં દેવ ઉત્પન્ન થાય?

આ આદર્શ ગામમાં પોતાની સ્ત્રીઓનું ખેડૂતો માન રાખતા હોય, તેમના પ્રત્યે પ્રેમ રાખતા હોય, તે સંસારની ભાગીદાર ગણાતી હોય. અત્યારે ખેડૂતને સ્ત્રી સાથે કેમ વર્તન રાખવું એ જ આવડતું નથી. ગાય ભેંસ લાવે ને કાઢે તે પ્રમાણે નજરમાં આવે ત્યારે સ્ત્રી લાવે છે ને નજરમાં આવે ત્યારે એને રજા આપે છે! એને ઘર બહાર જવા દેતા નથી, આવી સભાઓમાં આવી શીખવા દેતા નથી. ખેડૂતમાં મર્દાનગી નથી તેથી તેને પોતાની સ્ત્રીમાં વિશ્વાસ નથી. આ અંગ્રેજો આપણા ઉપર રાજ્ય કરે છે તેમનું જુઓ. કોઇ પોતાની સ્ત્રીને દેશમાં રઝળતી મૂકીને અહીં આવતો નથી. ગામડે ઘોડે ચડીને કામે

નીકળે તો પણ બીજા ઘોડા ઉપર બેસાડી સ્ત્રીને સાથે તેડી જાય છે. તે બહાદુર છે, તેને એવો અવિશ્વાસ નથી કે મારી સ્ત્રી પર કોઇ બૂરી નજર કરશે. સ્ત્રી ઉપર એવો વિશ્વાસ અને પ્રેમ હોય ત્યાં તેના પ્રત્યે વર્તન પણ જુદું હોય, તેના પ્રત્યે ભાષા જુદી હોય, જુદા જ પ્રેમ અને રસનો વહેવાર હોય. તો જ વીર પ્રજા ઉત્પન્ન કરી શકાય અને ઉછેરી શકાય.

"ઢોલ ગમાર શૂદ્ર પશુ નારી,
"યે સબ તાડન કે અધિકારી."

એ જ જો તમે હજુ માનતા હો તો આપણે ગુલામ છીએ, અને ગુલામ જ રહેવાના. એટલું સમજજો કે સ્ત્રી એ માતા થવાની છે, અને નમસ્કાર કરવાને યોગ્ય છે, લાકડીને યોગ્ય ન હોય. હું તમારી સ્ત્રીઓને ફટવી તમને દુઃખ દેવા નથી માગતો પણ હું તો તેમને દેવીઓ અને સતીઓ બનાવવા ઇચ્છું છું. તેવી થશે તો ઊલટી તેઓ તમને રોજ પગે લાગશે અને તમારું ઘર શોભાવશે. પછી એમનામાં તમારા પોતા કરતાં વધારે લાયકાત જોઇ તમને શરમ જરૂર લાગશે. પછી તેમને તમે ગાળ નહિ દઇ શકો, તેમની સાથે માનથી સભ્યતાથી વર્તવું પડશે.

રેંટિયો તો આ ગામમાં વાવેતરના જેટલો સ્વાભાવિક થઈ ગયો હોય. જે ખેડૂત કપાસ ઉગાડતો છતાં કપડાં બહારથી લાવે છે એને હું ખેડૂત જ કહેતો નથી.

સ્વરાજના ગામમાં કંઇ આવાં મકાનો હોય? માણસ અને ઢોરનું રહેવાનું ભેગું કેમ હોય? આટલા માકડ, ચાંચડથી ભરેલાં તે ઘર હોય? તેમાં બિચારી સ્ત્રીની શી

દશા ? એક તરફથી છોકરાં રો-કકળ કરે, બીજી તરફથી ઢોર બરાડા પાડે, તેમાં પાછી દૂબળાની ગલીચ ભાષા !

તમે દૂબળા કેવા રાખ્યા છે ? જેમને પાયખાને જઇ પાણી લેવાની યે ગમ નથી, જે દારૂડિયો છે, જેની જાત અતિશય મેલી છે ! એવો મલીન તમે એને રાખ્યો છે અને તેના હાથનું પાણી પીઓ છો ! મને તો કોઈ ગામે જાઉં છું ત્યારે ખેડૂતના ઘરનું પાણી પીતાં દર્દ થાય છે, પણ ક્યાં જાઉં ? મેલાઘેલા પણ ભાઇ છો એટલે જેમ તેમ પી લઉં છું. દૂબળાને એવો બનાવી તેની પાસે કામ કરાવવું એ કરતાં તો હાથે કરવું શું ખોટું ? એવા મલીન માણસ પાસે પાણી ભરાવવા કરતાં હું તો જાતે ભરી લેવાનું પસંદ કરું. એની પાસે કામ લેવું જ હોય તો તેને સુધારો, દારૂ છોડાવો, માણસ બનાવો. તમે ઠાલા બીઓ છો. સુધરેલો મજૂર તો તમને ૪ કલાકમાં ૧૨ કલાકનું કામ આપશે; અને આવો ગમાર રહેશે તો આખો દિવસ બબડતો કામ કરશે છતાં તેના કામમાં ભલીવાર નહિ હોય. એવો ગમાર માણસ કહ્યું ન માને, સમજાવ્યો ન સમજે, ફાવે તેમ નાસી જાય. કંઇક સમજુ હોય તો તેને બેસાડીને તમે વાત પણ કરી શકે. પણ તમે તો હાથે કરીને એને પીવાના પૈસા આપો છો અને માણસને ઢોર બનાવો છો !

આદર્શ ગામના કૂવા આવા નહિ હોય. તમારા કૂવાઓ પાસે તો ઊભું પણ રહેવાતું નથી. ત્યાં કાદવ સડે છે અને માખીઓ બમણે છે. સ્ત્રીઓ પાણી ભરવા જાય તો પગ કાદવમાં બગડે છે, અને મેલનું ઝેર થઇ શરીરમાં ઊતરે તે તો જુદું.

સ્વરાજના ગામમાં રાત્રે અંધારામાં ખેડૂતની સ્ત્રીઓને અફળાવાનું ન હોય. ગામમાં સંપ કરીને બત્તીઓ રાખી હોય, ગામના સુખી લોકો તેલ આપતા હોય અને ગામના જુવાનિયાઓ કે સ્ત્રીઓ તે સાફ કરીને નિયમિત સળગાવતી હોય. એમાં ખર્ચનો સવાલ આડે આવતો નથી, આળસ અને અજ્ઞાન જ નડે છે.

## સ્વરાજની શરત

પણ આ સ્વરાજ ક્યારે સ્થાપન કરી શકાય? ગામમાં જરા પણ કુસંપ ન હોય ત્યારે, ગામના બધા ભાગો પોતપોતાની ફરજો સમજીને બજાવતા હોય ત્યારે. આ શરીરમાં અનેક જુદાં જુદાં અવયવો છે પણ કેટલાં એકસંપથી પોતપોતાનાં કામ કરે છે? જેણે આ સ્વરૂપ બનાવ્યું છે તેની રચનાની બલિહારી છે. પગમાં કાંટો વાગે કે તરત જ માથા સુધી તેનું દર્દ પહોંચે છે. અવયવો જુદાં કર્યાં છે પણ એમાંના એકે વિના શરીરનો કારભાર પાધરો ચાલે નહિ. ગામ એના જેવું હોવું જોઈએ. ગામમાં એક દુઃખી હોય, એક ભૂખ્યો હોય તો આખા ગામને તે દુઃખ લાગવું જોઇએ. પણ ખેડૂત આજે કુસંપમાં ડૂબેલો છે, મિથ્યા મોટાઇમાં તણાય છે. જ્યાં ગામમાં અનેકને ખાવાનું મળતું નથી ત્યાં મોટાઇ શી? જ્યાં સરકાર દરબારમાં આપણી ઇજ્જત નથી ત્યાં આપણે વડાઈમાં તણાવાનું શું ને અંદર અંદર લડવાનું શું? ખેડૂત ઇશ્વરને ભૂલ્યો છે એ તેના કુસંપનું કારણ છે. વેપારી લોકોમાં એકની સ્થિતિ સારી હશે તો જાતભાઇને ડાળીએ ચઢાવશે, પણ ખેડૂત ઊંચે ચડતા ભાઇનો પગ ખેંચશે. એવી ઇર્ષા અને કુસંપ કાઢી નાંખો.

એક જ ગામ કુસંપ અને ઇર્ષાથી મુક્ત થઇ મારી પાસે આવે, અને સાચું ખેડૂતનું સ્વરાજ સ્થાપવાના અખતરામાં મને સાથ આપે. બારડોલીના ખેડૂતોએ જગતમાં કીર્તિ મેળવી , પણ એ કીર્તિને તે આગળ ક્યાં વધારે છે? આપણે [illegible]ડીને વેગે ચાલીએ છીએ તે નહિ ચાલે, જગત વાયુ વેગે આગળ વધી રહ્યું છે અને હિંદુસ્તાનના ખેડૂત પાછળ પડી જાય છે.

હું બારડોલી તમારી વચ્ચે આવું છું ત્યારે મને કુટુમ્બમાં આવ્યો હોઉં એમ લાગે છે. તેથી જ તમને અંદર અંદર ઝગડતા પાછળ પડેલા જોઉં છું ત્યારે મને અતિશય દુઃખ થાય છે. તમારું બધું જ દુઃખ કેવળ અજ્ઞાનતાનું છે.

સાચું સ્વરાજ ઉપરથી પડવાનું નથી, પણ ખેડૂતે જાતે લેવાનું છે. સ્વરાજની ઇમારત ગામડાંમાંથી ઊભી કરવાની છે. ખેડૂતો આટલું સમજી જાય તો સરકાર સામું આપણે શા સારુ જોવું પડે? ખેડૂત સમજે તો શું થઇ શકે તે આપણે બારડોલીમાં બતાવી આપ્યું હતું. સમજો તો સ્વરાજ લેવું એટલું જ સહેલું છે. સાપ કાંચળી ઉતારી અળગી મૂકે છે તેમ મરજીમાં આવે ત્યારે આ રાજ્યને ખેડૂત ઉતારી નાંખી શકે. સ્વરાજ જો અંગ્રેજ પાસેથી આવવાનું હોય તો શા માટે મારા જેવાને અહીં ગામડામાં આવવું પડત? પણ બારડોલીની ભઠ્ઠીમાં આટલો તવાયા પછી પણ હું ખેડૂતને ભાનભૂલ્યો જોઉં છું ત્યારે મારું અંતર ધવાય છે.

## યુવકોનાં કર્તવ્યો

આ યુવક મંડળના વાર્ષિક સંમેલનમાં યુવકોને કહું છું કે હું તમને એકલા દોડાવવા નથી માગતો. મારે યુવકો

અને વૃદ્ધો વચ્ચે કલેશ કરાવવો નથી. આજે દેશમાં બધે જ જુવાન અને વડીલ વચ્ચે અંતર પડી ગયું છે. ખેડૂતોમાં એ ન પડે એ જોવાની મારી ઉમેદ છે, કારણ કે ઘરમાં ભારે ફાટ પડે ત્યારે વડીલોને દુઃખ છે તેમ જુવાનને પણ દુઃખ છે. એમાં કુટુમ્બકલેશ છે. કુટુમ્બકલેશ ત્યાં ગામકલેશ, ને ગામકલેશ ત્યાં સમાજનો કલેશ પેદા થાય છે. એવો કલેશ આપણામાં ન થાય એ માર્ગ લેવા હું જુવાનોને તેમજ વડીલોને સમજાવું છું.

## ગામના ભંગી બનો

જુવાનોનું પહેલું કામ તો એ છે કે હાથમાં સાવરણો લઇ ગામ સાફ કરે. પહેલાં ગામના ભંગી બનો અને ગામ માણસને રહેવા લાયક કરો. તમે તમારા દિલનું દર્દ સમજો, હું તમારી પાસે શું માગું છું તે સમજો. સેવા કરવી ને તેમની ગાળ ખાવી એ માટે તૈયાર હોય તે જ સેવા કરી શકે. અજ્ઞાન માણસ સમજતો નથી કે તેના ભલાનું આપણે કરીએ છીએ તેથી તે રોષ કરે છે, ગાળ દે છે. પણ આપણે સંયમ કેળવવો જોઇએ. ગાળ દે ત્યારે પ્રેમથી તે સાંભળી લેવી, અને બીજે દિવસે ભાઇ ગણીને ફરીથી તેની જ સેવા કરવા પહોંચી જવું. એ યોગ્યતા કેળવે તે જ સેવા કરી શકે. જુવાનોએ પોતાના વિનય, વિવેક ને મીઠાશથી વૃદ્ધોનાં હૃદય જીતવાં જોઇએ. આજકાલ લોકો જુવાનિયાઓને સલાહ આપે છે કે વૃદ્ધોને તગડી કાઢી મૂકો. હું એવી સલાહ નથી આપતો. વડીલો કંઇ પોતાનાં બાળકનું અહિત ન ઇચ્છે. તેઓ તમારું હિત જુદું સમજે છે, તેથી ગુસ્સો સહન કરી તેમનાં હૃદય જીતવાં રહ્યાં.

## જુવાનીને પડકાર

તમે પોતાને જુવાનો કહેવડાવતા હો તો સભાઓમાં એકલા શેના આવો છો? તમારી સ્ત્રીઓને કેમ સાથે નથી લાવતા? તમે પણ જો સ્ત્રીઓના ઉપર વિશ્વાસ રાખી તેમને છૂટ આપી ન શકો તો તમે જુવાન શેના?

વૃદ્ધોને પણ હું કહું છું કે તમે જમાનો સમજો, જુવાનિયાઓને નાહકના બહુ તંગ ન કરો. તેઓ આ જમાનાનો શ્વાસ લે છે અને તે માટે મથે છે. તેમને રોકશો તો તેઓ દુઃખી થશે. તમે ખાતરીથી માનજો કે તેઓનું કોઇ પણ પગલું ખેડૂતને નુકસાનકર્તા મને લાગશે તો હું તેમને તરત રોકીશ, તે માટે મારું ગળું પણ આપીશ.

પણ ખેડૂતોમાં જ્ઞાન ક્યાં છે? એનું મોટામાં મોટું દુઃખ અજ્ઞાનનું છે. એ સમજે તો બાળલગ્નો કરે? તે કેમ ન સમજે કે ખેડૂતની ખરી આબાદી એની ખેતી ઉપર નહિ પણ તેની ઓલાદ ઉપર છે. તેથી લડત પૂરી થયા પછી તરત મેં કહ્યું હતું કે જમાનો ઓળખો અને બાળલગ્ન એ બાળહત્યા છે એમ સમજીને બંધ નહિ કરો તો કાયદાને વશ થઈ કરશો. આખરે એ જ થયું. મતીઆ અને ભકત એ બે કોમ મારી વાત સમજી ગઇ છે અને બાંધેલા ઠરાવો બરાબર પાળી રહ્યા છે. તેમના કેટલાક ડાહ્યા માણસો મળ્યા અને તેઓએ મને કહ્યું કે સરકાર સાથે લડયા તેનો લાભ મળ્યો એ તો ઠીક, પણ મોટો લાભ તો ત્યાર પછી જે સમાજસુધારાને માર્ગે તમે અમને લગાડયા તેનાથી થયો. મોટાઇના મિથ્યા ખર્ચ બચાવી તેટલી જ રકમ જો તમારાં છોકરાછોકરીને કેળવવામાં વાપરો તો તમારા જીવનમાં કેટલો ફેરફાર થઇ જાય એ

વિચારો. પણ તે કેળવણી અત્યારે અપાય છે એવી નહિ, પરંતુ મેં આજે બતાવી તેવી હોવી જોઇએ.

આજે ખેડૂતને સાચું સુખ કેવું હોય એનું સ્વપ્નું પણ નથી. મેં કહ્યું તે સમજો, તે કરવાની હિંમત કરો તો સુખ શું એનો તમને ખ્યાલ આવે. મારી ઉમેદ છે કે જો કોઇ જગ્યાએ સ્વરાજનો આવો અખતરો કરીએ તેમાં તમે બધા જ ખેડૂતો સહાનુભૂતિ અને સાથ આપશો.

*
* *

# વ્યાખ્યાન ૧૯ મું

## સ્નાતકોને

[ ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓના સ્નેહસંમેલન પ્રસંગે તા. ૧૨-૧-૩૦ ને રોજ અમદાવાદમાં આપેલું ભાષણ. ]

**ભાઇઓ અને બહેનો,**

તમે મારા જેવા નિરક્ષરને પ્રમુખ તરીકે શા માટે પસંદ કર્યો? તમે સ્નાતકોનું સ્નેહસંમેલન ભરો કે બીજું કોઈ સંમેલન ભરો એમાં મારું સ્થાન તો ભાગ્યે જ હોય. હું તો અહીંઆ ઘઉંની અંદર કાંકરા જેવો થઇ જાઉં છું. એટલે હું તો દરેકને આ ત્રણ દિવસથી પૂછ્યા કરું છું કે કહો તો ખરા કે હું શું કહું?

મને તો લાગે છે કે વિદ્યાપીઠ માટે આ સ્થાન પસંદ કરવામાં ભૂલ થયેલી છે. બારડોલીમાં પણ જુગતરામને મેં કહ્યું કે છોકરાઓને લઇને વેડછી ભાગી જાઓ, નહિ તો છોકરાઓને બહારથી આવનારાઓનો ચેપ લાગશે ! રાષ્ટ્રીય કેળવણીનો ઉદ્દેશ ખેડૂત છોકરાઓ બાપની વિદ્યા ભૂલી ન જાય અને પાછા ગામડાંમાં જઇને રહે એ છે. મારે તો ગાડું હાંકનાર, ખરપડી પકડનાર, કોષ ખેંચનાર, હળ લઈ ખેતી કરનાર જોઇએ છે. અત્યારે તો સૌને હાથ હલાવીને કે જીભ હલાવીને કામ કરવું છે. આ વિદ્યાપીઠનો ઉદ્દેશ એના વિદ્યાર્થીઓ ખેડૂતોનાં જીવનમાં પરિવર્તન કરે એ છે. હળ પકડી ચારપાંચ વીઘાં જમીન ખેડી નાંખે ત્યારે હું કહું કે આ ખરો સ્નાતક.

## સિપાહી કેમ થવાય ?

તમે મને ઘણી વખત સહાય કરી છે અને વળી જરૂર પડે તમને બોલાવીશ. તમને બધાને મારો આકરો અનુભવ થયેલો છે. હું કોઇને મોં ફાડવા દેતો નથી. મારી પાસે તમને સુધારા મૂકવા કે દરખાસ્તો મૂકવાનો વખત નહિ રહે. સરદાર હુકમ કાઢે છે એમાં હિંસા છે કે અહિંસા, એ લડત પૂરી થયે તમે ગાંધીજી જોડે ચર્ચા કરી લેજો. ગાંધીજીની જેમ યુદ્ધ વખતે લાડ લડાવવા કે ચર્ચા કરવા હું નહિ બેસું–જો કે બધી જ વખતે કાંઇ મારા ભાગે સરદારી આવવાની નથી. બાકી મારે જો સિપાહી થવાનું હશે તો હું તમને બતાવી દઇશ કે સિપાહી કેમ થવાય ? ખરું જોતાં સરદારીમાં નહિ પણ સિપાહીગીરીમાં જ સુખ રહેલું છે.

આજે હિંદના જાહેરજીવનમાં કામ કરનારા ખેડૂતોનાં સંગઠનની વાતો કરે છે. જેઓ ખેડૂતોને ઓળખતા નથી તેઓ ખેડૂતોનું શું સંગઠન કરશે ? ખેડૂતોને એમનામાં વિશ્વાસ કેમ પડે ? પાંચ મણનો બોજો ઉપાડી ખેડૂત કે મજૂર બનો ત્યારે જણાય. ત્યાં જ બૌદ્ધિક અને ઔદ્યોગિક કેળવણીનો ઉપયોગ જણાય. ખેડૂતોનું સંગઠન કરવું હોય તો ખેડૂત બનો. હજુ તો ગાંધીજીએ તમારી પાસે રાંડીરાંડનો ધંધો મૂકયો છે ત્યાં તો તમે બબડાટ ને કકળાટ કરી મૂકો છો. કારણ તમે શહેરની પાસે છો.

## બુદ્ધિનો વ્યભિચાર

જાતે ધન પેદા ન કરતાં બીજાનું ધન લેવાની બુદ્ધિ ચલાવે એને હું બુદ્ધિનો વ્યભિચાર કહું છું. ગુજરાતની ખેતીમાં ખાતર કયું નાંખવું, શો ફેરફાર કરવો એ વિષે તમે બહુ બહુ તો નિબંધ લખી શકો પણ એનો ઉકેલ ન કરી શકો. આ રીતની તમારી બુદ્ધિ અને તમારા શિક્ષણનો શો ઉપયોગ !

તુલસી કહે છે તેમ 'પરધન પત્થર માનીએ, પરસ્ત્રી માત સમાન' એટલું જ તમે શીખો તો વિદ્યાપીઠના તમે સારામાં સારા સ્નાતક થઇ શકો. તમે એક પણ ચોપડી ન વાંચો તો ચાલે. ચારિત્ર ખીલ્યું હશે તો બુદ્ધિ તો ખૂબ ખીલવાની છે. ચોપડીઓ વાંચનારા હંમેશ સારા ચારિત્રવાન હોય છે એમ પણ નથી. વિદ્યાવિલાસીઓ ચારિત્રમાં પડનારા હોય છે, તેઓ વિલાસી હોય છે એવો મારો અનુભવ છે. ચારિત્રશુદ્ધિ અઘરું કામ છે પણ ઉદ્યમી જીવન ગાળનારને ચારિત્રભંગના પ્રસંગ ઓછા આવે છે.

બૌદ્ધિક કેળવણીની પરવા ન કરો. એવા માણસો ખૂબ મળે છે અને ઘણાખરા ગુજરાત ક્લબમાં નવરા રહે છે તે ભાડે પણ મળશે. તમે ભાષણો ચર્ચાઓ કેવી રીતે કરો, લેખ કેવી રીતે લખો એ નહિ, પણ દરિદ્ર માણસોનું સંકટ કેવી રીતે ટાળી શકો—સ્વરાજ્યના સિપાહી કેવી રીતે બની શકો એ જાણવું હોય તો કહું. ખેડૂતોને ઓળખવા અને જાતે ખેડૂત બનવા મારે વીસ વર્ષનો પાછલો અનુભવ અને સઘળું ભણેલું ભૂલવું પડ્યું.

## ખેડૂતોની મહોબત

ખેડૂતોની મહોબત કરવી એ સહેલ કામ નથી. વ્યાખ્યાનથી તેઓ લોભાશે નહિ. ઉવારસદ ગામમાં જઇ બેચાર યુવાનોએ લોકોને ભેગા કરી પૂછ્યું : ‘ તમારામાંથી કેટલા મરવા તૈયાર છે ? ’ અને કોઇ તૈયાર ન થયું એટલે વક્તા કહે: ‘ મને શરમ આવે છે કે હું નામર્દ માણસોના ટોળામાં ક્યાંથી આવ્યો ? ’ પણ એમ ભાષણ કરવાથી ખેડૂતનું હિત ન વિચારી શકાય. એ શીખવું હોય તો જેને ભાષણ કરવું અઘરું લાગે છે એવો આ બાઘા જેવો લાગતો બેઠો છે (મોહનલાલ પંડયા) એની પાસે જાઓ. અથવા લાખો લોકોનાં જીવનમાં પરિવર્તન કરનાર, પોલિસ કમિશનરો જેનાથી ત્રાસે એવા વિકરાળ ધારાળાઓની લૂંટ પગ પાસે ઠલવાવનાર પેલા ચાર ચોપડી ભણેલા રવિશંકર પાસે જાઓ. એ મહામહેનતે રેલગાડીમાં બેઠો. એ કદી યે કહેતો નથી કે મને બૌદ્ધિક અને ઔદ્યોગક કેળવણીનું જરા મિશ્રણ કરી લેવા દો! મને તો વાંચતાં કંટાળો આવે છે. હું કદી વાંચતો નથી. તમને ઊતરેલું ધાન ખાવાની શી ટેવ છે ? પારકું શું કામ વાંચ્યા કરો છો ? તમારું પોતાનું

કંઇક લખો ! તમે બાર મહિને મળી રસ્વાઇ દીર્ઘાઈની ચર્ચા કરતા એ સાક્ષરોના ટોળામાં નહિ જાઓ તો સુખી થશો. સ્વરાજ્ય મળશે તોયે તમારું જીવન તો સ્વરાજ્યની ઇમારત ચણવામાં જવાનું છે. મેં તો કદી આયર્લેન્ડ કે કેનેડાનાં બંધારણ વાંચ્યા નથી. ખેડૂતો આગળ એની શી જરૂર ? અખો વાંચો, ગીતા વાંચો, બહુ બહુ તો તુલસી રામાયણ વાંચો. એમાં કાકાની શી જરૂર ?

બધા આગેવાન વાત મોટી મોટી કરે છે પણ પૂછવામાં આવે, 'તારી શી યોજના છે ? બતાવ,' ત્યારે ગભરાય છે. પંજાબમાં મને રાષ્ટ્રીય ભાષા સંમેલનનો પ્રમુખ બનાવવામાં આવ્યો ! તમે બધા ભણશો ત્યારે પ્રમુખ થશો, હું વગર ભણેલો પ્રમુખ થઇ આવ્યો ! મેં એક પણ હિન્દી પુસ્તક વાંચ્યું નથી છતાં બધા ખેડૂતોને સમજાવી શકું છું. આજે પણ ચાલીસગામ, થાણા વગેરેના કાગળ મારા ઉપર આવે છે. કાશી ખૂબ ભણી એક સંસ્કૃતનો ભારે વિદ્વાન રંગરેજની દુકાને બેઠો હતો તે હું જાણું છું. પણ સંસ્કૃતને તે શું ઓઢે કે પાથરે ? સંસ્કૃતમાં કાંઇ બીલ બનાવાય ? એટલે હવે તે મુંબઇમાં પડયો છે. આ વિદ્યાપીઠ સારામાં સારા ખેડૂતો અને મજૂરો પેદા કરવા માટે છે. દેશસેવા ન કરવા ઇચ્છનાર માટે અહીં સ્થાન નથી. બિહાર વિદ્યાપીઠમાં એક વિદ્યાર્થીએ મને પૂછેલું કે હિંસા અહિંસામાં શો ભેદ ? મેં કહ્યું કે 'યંગ ઇન્ડિયા'નાં પાનાં વાંચજે. મારા શબ્દે શબ્દે હિંસા ઝરે છે તો એને ક્યાં અહિંસા શીખવું ?

બીજા કોઇ પ્રાન્તમાં નથી એવું સિપાહીઓનું જૂથ ગુજરાતમાં છે એ હું તમને કહું. ડાખલું વાગે કે બધા ભૂવા

ધૂણી ઊઠે. તમારે લડાઈની ચર્ચા કરવી હોય તો મારી પાસે આવજો. મુંબઈની કૉલેજના બહુ છોકરા મારી પાસે આવે છે. તમે પણ બહુ મગરૂરી ન રાખશો. આ સરકારી કાલેજ પણ દિવાસળી ચેતાવીએ ત્યારે ભડકો થઈ ઊઠે એવી થઇ રહી છે. પંજાબના વિદ્યાર્થીઓની જેમ જેઓ માત્ર અધીરાઈથી 'લોન્ગ લીવ રેવોલ્યૂશન' બોલે છે એમનો પણ ઉપયોગ થશે. દેશમાં બધા અધીરા થઇ ગયા છે. કયે સ્થળે અને કેવી રીતે એ અધીરાઇ પ્રગટી ઊઠશે એ ન કહેવાય. ત્યાં કેટલા કામ કરનાર છે અને આપણામાં કેટલા બગભગત છે એ પણ હું જાણું છું. તમારી આબરૂ ઉપર કોઇ હાથ ન નાંખે એ સંભાળજો. સંપ કેળવજો, ચારિત્ર ખીલવજો. તમારી પાસે વખત થોડો છે, મામલો ગંભીર છે. ગાફેલ ન રહેશો.

*

* *

# વ્યાખ્યાન ૨૦ મું

## કાઠિયાવાડ રાજકીય પરિષદમાં

[ મોરબીમાં ભરાયેલી પાંચમી કાઠિયાવાડ રાજકીય પરિષદના પ્રમુખ તરીકે પ્રારંભિક તથા ઉપસંહાર તરીકે આપેલાં ભાષણોનો ટૂંક મુદ્દાસર સાર. ]

**ભાઇઓ અને બહેનો,**

એક કાળે સામ્રાજ્યની સત્તાની જમાવટને અર્થે દેશી રાજ્યોની સાથે દેશકાળને અનુસરીને ગમે તેવા કોલ-કરાર થયા હશે તેના ઉપર અત્યારે આધાર રાખવો એ

ડૂબતો માણસ તણખલાં પકડે તેના જેવું છે. એ જૂનાં પુરાણાં તહનામાંના બારીક અર્થ સમજવા કે સમજાવવા ખાતર લાખો રૂપિયા ખર્ચી ધારાશાસ્ત્રી રોકવા પડે એ જ આ રાજ્યોની દુઃખદાયક સ્થિતિ સૂચવે છે. સામ્રાજ્યની સત્તા સાથે મિત્રાચારીનો દાવો કરવો એ નાને મોઢે મોટી વાત કરવા સરખું છે. સિંહ અને શિયાળવાંની મિત્રાચારી કદી સાંભળી છે ખરી ? આ દેશમાંથી અનેક દેશી રાજાઓ દર વર્ષે યુરોપની સફરે જાય છે તેમાંથી ત્યાં કોઇ પણ રાજાનું કોઇ પણ દેશમાં સ્વાગત થયું હોય કે માન મળ્યું હોય એવું બન્યું છે ? જ્યારે અફગાનના અમીરનું દરેક દેશમાં કેવું સ્વાગત થયું હતું ? ××× દેશી રાજ્યો માત્ર વફાદારીનાં ઢોલ વગાડી બેસી રહેશે તો તે ગંભીર ભૂલ કરશે અને વાર્યા ન કર્યું પણ આખરે હાર્યા કર્યું એવો વખત આવશે. જે સામ્રાજ્યમાં ખુદ શહેનશાહી સત્તા મર્યાદિત છે તે સામ્રાજ્યમાં એકહથ્થુ સત્તા ભોગવવાની આશા રાખવી તે વફાદારી જ નથી. ××× આ દેશના રાજ્ય-તંત્રની પુનર્રચનાની યોજના સર્વપક્ષના અગ્રગણ્ય નેતાઓએ ઘડી છે તે પ્રમાણેનો સીધો માર્ગ છોડી બહારની મદદ કે દરમ્યાનગીરી માગવામાં દેશી રાજ્યો પોતે સબળ થવાને બદલે વધારે નિર્બળ બનવાનાં છે. ××× આજકાલ રાજાઓમાં યુરોપની મુસાફરીનો શોખ વધી પડ્યો છે. એકહથ્થુ રાજ્યસત્તાના શોખીનોને પોતાનું રાજ્ય છોડી એક દિવસ પણ બહાર જવાનો કશો જ હક નથી. ××× આવા રાજાઓને અમર્યાદિત ભોગવિલાસ ભોગવવા હોય તો રાજગાદી છોડવી જ જોઇએ. રાજાઓએ પોતાના કુળની ઇજ્જતના ખાતર પણ આ પરદેશ ભટકવાની પ્રથા એકદમ બંધ કરવી જોઇએ. ××× બિચારો ખેડૂત થાક્યો

ભૂખ્યો મરવાને આળસે જીવે છે, એના પેટમાં ઊંડળો વળે છે, ખેડૂતોની ઓલાદ ઊતરતી ચાલી છે. એના ચહેરા ઉપર નૂર નથી. પરદેશી રાજ્યનું દૃષ્ટિબિંદુ જુદું હોય, એના વહીવટ ખર્ચાળ હોય, પોતાના દેશના માણસોને મોટા મોટા પગાર આપી પોષવાના હોય, ભારે ખર્ચ કરી મોટું લશ્કર રાખવાનું હોય એટલે એ તો ગમે તે કરે. પરંતુ દેશી રાજ્યોને તેનું અનુકરણ કરવાનું કશું જ કારણ નથી. ××× કાઠિયાવાડ રેલ્વેની સ્થિતિ વેશ્યા જેવી છે. એનો કોઇ ખરો ધણી નથી અને ભોગવટો કરનારા અનેક છે. અજાણ્યો મુસાફર આ દેશમાં રેલ્વેની મુસાફરી કરવા નીકળે તો વગર પૂછ્યે કાઠિયાવાડ ક્યાંથી શરૂ થાય તે તેની રેલ્વેમાં પગ મૂકતાં ઓળખી શકે એટલી એની દુર્દશા છે ××× દરેક રાજ્યે પોતપોતાની સરહદે ઇચ્છામાં આવે તેવી જકાતનાં કુંડાળાં વાળ્યાં છે ××× રાજ્યના પોતાના હિતની ખાતર પણ ખાદીને રાજમહેલમાં અને રાજ્યની સંસ્થાઓમાં પ્રતિષ્ઠા મળવી જોઇએ ××× રાજ્યની ઉપજ વધારવા ખાતર પરરાજ્યના આબકારી ખાતાનું અનુકરણ કરી શરાબનો વેપાર અને પ્રચાર કરવો એ મહાપાપ છે ××× રાજાઓ ધારે તો આ દુઃખીઓનું (અંત્યજોનું) દુઃખ સહેજે ભાંગી શકે તેમ છે ××× જુલમી રાજાને પદભ્રષ્ટ કરવાનો પ્રજાને હક છે. સમર્થ રાજાઓની સામે પણ સબળ પ્રજાએ આ હકનો હમેશાં ઉપયોગ કર્યાનું ઇતિહાસ કહે છે ××× જ્યાં પ્રજા જાગ્રત અને નિર્ભય નથી ત્યાં અતિશય સંયમ અને ધીરજની આવશ્યકતા છે. ××× કાઠિયાવાડનો શિક્ષિતવર્ગ મુત્સદ્દી તરીકે પ્રખ્યાત છે. એની જીભમાં અમૃત ભરેલું છે, પણ હૃદયમાં શું છે તે તો હરિએ ન જાણે. કાળજું શિયા-

ળનું હોય તોપણ મોં વાઘ જેવું રાખતાં એને આવડે છે. 'ખુશામત તાજો રોજગાર' એ સૂત્ર એણે કંઠે કર્યું છે અને પૂર્ણ રીતે પાળી જાણ્યું છે. 'બાપુ, આપના જેવો દળાળુ રાજા થયો નથી' એવું કહેનાર આ વર્ગે રાજાના કાનને ખરી વાત સાંભળવાની ટેવ પાડી જ નથી. xxx કાઠિયાવાડ એટલે તેનાં અનેક ગામડાંમાં વસતી પ્રજા. એ પ્રજામાં કોણે પ્રવેશ કર્યો છે? એની શી દશા છે? એનો પ્રાણાગ્નિ હોલવાઇ ગયો છે. એની બુઝાયેલી જામગરીમાં ચિનગારી પ્રગટાવવાની જરૂર છે. તે ખાલી ફૂંકો માર્યે નહિ થાય. એ તો એનાં હાડકાં સાથે કાઠિયાવાડના સ્વદેશ પ્રેમથી બળી રહેલા, સ્વાર્થત્યાગી, સાધુવૃત્તિવાળા નવજુવાનોનાં હાડકાં ઘસવાથી જલશે. કડક કલમ કે આકરી જીભથી એ કામ થવાનું નથી. xxx એ કામ સંખ્યાબંધ સાચા સ્વયંસેવકો પ્રજામાં પથરાઇ જાય અને પ્રજાની સાથે ઓતપ્રોત થઇ જાય તો જ બને. આજે પ્રજા અને પરિષદનો સાચો સંબંધ નથી તે બંધાવો જોઇએ. રેંટિયા સિવાય એ સંબંધ બાંધવાનો બીજો માર્ગ નથી એ અનુભવસિદ્ધ વાત હું આપની સમક્ષ રજુ કરવાની હિંમત કરું છું.xxx આ કળિકાળમાં પણ જે ભૂમિમાં જગતમાં સૌથી મહાન પુરુષ પેદા થયેલ છે અને જે રાક્ષસી સંહારશકિતની હરીફાઇથી અકળાયેલા જગતને સત્ય અને શાંતિ અને પ્રેમનો નવો મંત્ર આપી રહેલ છે એ ભૂમિમાં જન્મ લવાનું અભિમાન કોને ન થાય?

૨

[ પરિષદની બેઠક પૂરી થતાં ઉપસંહાર કરતાં કહ્યુંઃ ]

## પરિષદની શકિત

આપણે પાંચ પરિષદો કરી. નવ વર્ષમાં પાંચ પરિષદો કરી, અને તેમ કરીને પરિષદની મર્યાદા કેટલી છે, તેમાંથી

લાભ કેટલો છે, ત્યાં કયા પ્રકારે કામ લેવાનું છે એ આપણે સમજી લીધું હોવું જોઇએ. આજે આપણે બિન-જોખમી ઠરાવો પસાર કરીએ છીએ. ઘણા ઠરાવોમાં રાજાને વિનંતિ કરવામાં આવે છે. કારણ આપણે તેમાં કંઇ કરવાપણું નથી પરંતુ રાજા પાસે પરિષદની પ્રતિષ્ઠા નથી, રાજા આપણને દાદ દેવા તૈયાર નથી. તેનું કારણ એ નથી કે રાજા દુષ્ટ છે, પણ એ કારણ છે કે ઠરાવોની પાછળ ગંભીરતા કે બળ તે નથી જોતા. રાજાઓ પાસે કામ કરાવવું હોય તો પરિષદનો રાજા પ્રત્યે પ્રેમ જોઇએ, અથવા પરિષદમાં રાજાને પદભ્રષ્ટ કરવાની શકિત જોઇએ. જો બેમાંથી એકે વસ્તુ આપણી પાસે ન હોય તો આપણી વર્ણસંકરની દશા થાય. રાજાને ખાતરી હોવી જોઇએ કે આ માણસ જે માગણી લઇને આવ્યો છે તે માગણીનો સ્વીકાર ન કરશું, ને આ માણસને પાછો કાઢશું તો તે પ્રજાને આઘાત પહોંચશે, આ માણસને દુઃખ થશે અને પ્રજાની આંતરડી કકળશે; અને એમ પણ થવું જોઇએ કે આ માણસને કાઢીશ તો તે કાલે બારડોલી જવું કંઇક લઇ બેસશે.

આજે રાજાની પ્રીતિ સંપાદન કરવાનો પ્રયત્ન ખુશામદમાં ગણાય છે. કાઠિયાવાડમાં ખુશામદ અને સભ્યતામાં ભેદ પાડવો કઠણ છે. કાઠિયાવાડના ગુણો, સાહસિકતા, પ્રેમ વગેરેની તારીફ કરવા હું નથી આવ્યો. કાઠિયાવાડના ઉદાર ગુણોની હું તારીફ જ કર્યા કરું તો તમે મને દુશ્મન ગણજો. એ તારીફ કરવા માટે તમે મને બોલાવ્યો નથી. તમારી પાસે જે ગુણો છે તેમાં કાંઇક વધારો કરું તો જ તમારી સેવા થાય. એટલે તમારી એબો જે દેખાતી હોય તે મારે પ્રેમભાવે વર્ણવવી જોઇએ. તમારી જીભની મીઠાશ

મારામાં હોત તો તમને પ્રેમભાવે તમારી એબો કહી સંભળાવત. પણ હું તો ખેડૂત રહ્યો. એક ઘાએ બે ટુકડા કરવાની મારી જન્મની ટેવ છે, એટલે તમને કહું છું કે વિવેક અને ખુશામદમાં ભેદ પાડવાની ટેવ પાડો. હું વૃદ્ધ નથી, જુવાન નથી, પણ વૃદ્ધાવસ્થા અને યુવાવસ્થાના સંગમના તટ ઉપર બેઠેલો છું. મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃદ્ધોનો અનુભવ મને સંયમ પણ શીખવે છે. કાઠિયાવાડના જુવાનોની સાથે મેં બારડોલીમાં ખેલ ખેલ્યા છે, પણ જુવાનીના ઉત્સાહથી જેટલી હું પ્રેરણા મેળવું છું તેટલો વૃદ્ધોનો અનુભવ પણ હું સાથે જોડવા માગું છું. વૃદ્ધોની હાંસી કરનાર બાપનો વારસો ઉડાવી દે છે.

## બળવાનું સ્વરૂપ

આજે બળવાની બૂમ આખા દેશમાં સાંભળું છું પણ રાડો પાડનારાએ બળવો નથી કરી જાણ્યો. એ બળવો કરનારા મૂંગા છે, એ પોતાનું જોશ પોતામાં ભરી રાખે છે અને વખત આવ્યે તે ફાટી નીકળે છે. આજે જુદાં-જુદાં રાજ્યોની એકતા કરવા માટે દરેક રાજ્યમાં એક એક માણસ પણ પડયો છે ખરો ? દરેક રાજ્યની તપાસ લેનારો એક એક જણ તે તે રાજ્યમાં છે ખરો ? તમે વસ્તુસ્થિતિ સમજો. તમે શેનાં સ્વપ્ન સેવો છો ? હવામાં કિલ્લા શા સારુ બાંધો છો ? જમીન ઉપર ઊભેલા તમે જમીન ઉપર નજર ન રાખશો તો આભ ઉપર જોતાં જોતાં તમારી આંખ ફાટી જશે. જગતમાં કોઇ પણ બળવાખોર હોય તો ગાંધીજી જેવો બીજો કોઇ જ નથી. પણ એનો બળવો અસત્યની સામે છે, પાખંડની સામે છે, મેલની સામે છે; કોઇ વ્યક્તિની સામે નથી. એ જ બળવો સાચો બળવો છે. તમે તો મર્યાદા મૂકેલી છે કે રાજ્યને બળવાન બના-

વવું છે, અને રાજ્યને બળવાન બનાવવાને પ્રજાને બળવાન બનાવવાની છે. તમારે બળવાનું ક્ષેત્ર જોઇએ છે ? તો તે ક્ષેત્ર તો પડયું જ છે. સૂર્યનો પ્રકાશ પડે છે ત્યારે ક્યાંયે અંધારું રહેતું નથી, પણ તે ઊગે છે એક જ જગ્યાએ. એટલે જેણે બળવાનું સ્થાન પસંદ કરેલું છે તેણે વિચાર-પૂર્વક જ પસંદ કરેલું હશે, કારણ તે બળવાની કળા જાણે છે. તેણે એવો વિચાર કરેલો છે કે હું એવે સ્થાને બળવે. કરીશ કે જ્યાંથી ૩૩ કરોડમાં તે બળવો ફેલાશે. આજે બારડોલીનો પડઘો જ્યાં ન પડયો હોય એવું એકે ગામ નથી. નિર્જીવ નમાલા દેખાતા ખેડૂતો શું કરી બતાવે છે એ આખી સલ્તનત પણ જાણી ગઇ. પણ એને માટે કેટલી તૈયારીની, કેટલા સંયમની, કેટલા સંગઠનની જરૂર હતી એ તો એમાં ભાગ લેનાર જાણે. એ એક દહાડાનું કામ નહોતું. આજે પણ નાનકડી જગ્યાએ ઢગલાબંધ માણસો પડેલા છે. એ મૂંગી સેવા કરનારા છે. એમને આવી પરિષદમાં આવવાની ઇચ્છા સરખી થતી નથી. એવા માણસોનો સંગ્રહ કરી કાઠિયાવાડના એક ગામની અંદર પણ અખતરો કરી બતાવશો કે રાજ્યની સામે તમારે કશો ઝગડો નથી, તમારે તો પ્રજામાં પ્રાણ પૂરવા છે ? રાજાને બતાવો કે બળવાન પ્રજા ઉપર રાજ કરો, ગુલામ ઉપર રાજ કરવામાં શું માલ છે ? પ્રાણવાન પ્રજા ઉપર રાજ કરો, મૂડદાં ઉપર રાજ કરનારા તો પેલા નાટકોમાં ઊતરે છે તેવા રાજા છે. આજની સ્થિતિ કેટલી દયામણી છે ? કાઠિયાવાડના ખેડૂતને મારા જેવા ઉપર અરજી કરવી હોય તો પણ 'ગાંધીજીની આણ છે' એમ સંકોચપૂર્વક સૂચના કરે છે. આવા માણસો પાસે શું કામ લઈ શકાય ? આવાં મૂડદાંમાં પ્રાણ મૂકવાને કેટલો સમય જોઇએ ?

## વાતાવરણ ચોખ્ખું કરો

પણ તમે કહેશો કે રાજાના સુધાર્યા વિના કશું ન થાય. રાજાને સુધારવાના એ માર્ગ હું બતાવી ગયો. રાજાને ઇશ્વરનો ડર લાગે એટલી તમારામાં સાધુતા હોય, રાજા અને પ્રજા વચ્ચે એટલો વિશ્વાસ અને પ્રેમ હોય તો રાજા સહેજે સુધરે. જેનામાં પ્રેમ ભરેલો હોય અને જલદ ઉપાય લેવાની જેનામાં શક્તિ હોય, તેવાની આગળ પોતાનું સિંહાસન છોડીને સામે બેસવાની ફરજ ન પડે એવો રાજા એકે નથી. રાજાઓ આ દેશમાં પ્રેમને ઓળખનારા છે, પણ એ પ્રેમ આપણામાં નથી. એ પ્રેમ કેળવવો કઠણ છે, એમાં અતિશય સંયમ અને સહનશક્તિનું કામ છે. એ પ્રેમ સાથે સામે થવાની શક્તિ પ્રજામાં જોઇએ. જો એ ન હોય તો આપણું બોલવું વ્યર્થ જાય, આપણી પ્રતિષ્ઠા જાય અને આપણી નિંદા થાય; એટલે આપણે જે બોલીએ એમાં બળ હોવું જોઇએ. ખાલી નિંદાથી હાર્યા હોય એવા રાજાનો એકે દાખલો જગતના ઈતિહાસમાં નથી. એથી તો રાજા નફ્ફટ થાય છે. એટલે તમને કહું છું કે તમારા કાન પણ સભ્યતા શીખે,નિંદા સાંભળવામાં ન ટેવાય એ ધ્યાનમાં રાખજો. આજે તમારી જીભમાં જાહેર રીતે કહેવાની હિંમત નથી, પણ ખૂણે બેસીને બોલવાની ટેવ છે તે કાઢી નાંખો. ખૂણે બેસીને બોલેલું વ્યર્થ જાય છે. આજે કાઠિયાવાડની હવા એટલી પરાધીનતા, એટલી ખટપટથી ભરેલી છે કે સ્વતંત્ર માણસને શ્વાસ લેવો પણ ગૂંગળાવા સમાન છે. અહીં શત્રુ કોણ અને મિત્ર કોણ એ ઓળખવું મુશ્કેલ પડે છે. અમુક માણસ બોલે છે તેની પાછળ તેનો સ્વાર્થ કેટલો રહ્યો છે, અને સેવા કેટલી રહેલી છે તેની ખબર પડતી નથી. એ સ્થિતિમાં સફાઇ કરવાની બહુ જ જરૂર છે.

ખાનગીમાં ખૂણે બેસીને ટીકા કરવાની બંધ કરવાની જરૂર છે, એ ટેવથી નબળાઇ વધારે આવવાની છે.

## જુવાનોને

કાઠિયાવાડના જુવાનો અકળાય છે અને જાણવા માગે છે કે અમને કંઇ માર્ગ બતાવો. અહીં અમને કંઇ કામ કરવાની ગમ નથી પડતી એમ તેઓ કહે છે. હું તેમને કહું છું કે તમે મારે ત્યાં આવો, ત્યાં આવીને શકિત મેળવો. આજે મારી પાસે જે કાઠિયાવાડીઓ પડયા છે તેમનામાં કાઠિયાવાડની સેવાની ધગશ ઓછી પડી છે એમ તમે ધારો છો ? તેઓ જાણે છે કે હિંદુસ્તાનની હવા સાફ થશે ત્યારે આપોઆપ અહીંની હવા સાફ થશે. આજનો ધર્મ બજાવશું તો કાલનું કામ કાલ પોતે જ કરશે.

અહીંના સામાજિક પ્રશ્નોમાં હું ઊતર્યો નથી. અહીં એટલો સડો છે કે કંપારી છૂટે. અહીંની કેટલી બધી કન્યાઓ અને બાઇઓ બ્રિટિશ હદમાં વેચાય છે ! બ્રિટિશ ગૂજરાતની કોર્ટમાં જાઓ અને ત્યાંના કાઠિયાવાડી વકીલોને આવા કેસો વિષે પૂછો તો શરમ આવશે. આ સડો અટકાવવાને માટે સાચી સેવાવૃત્તિ જોઇએ. કાઠિયાવાડનો વેપારીવર્ગ ઉદાર છે, એક કામ એવું નથી બન્યું કે જેમાં ઉદાર ફાળો આપવામાં કાઠિયાવાડના અગ્રગણ્ય વેપારીએ ભાગ ન લીધો હોય. પૈસાની ખોટ નથી પડવાની. અહીંની હવા સુધરે અને સેવકોને રહેવાનું મન થાય એવી સ્થિતિ કરવાની છે. પણ કાઠિયાવાડી યુવકના પગ કાઠિયાવાડની ધરતી ઉપર ન ગોઠે અને એક પછી બીજું અને બીજા પછી ત્રીજું એમ નવું નવું જ શોધ્યા કરે તો સેવા ન થઇ શકે. આપણે જે રૈયતને ઉદ્દેશીને ઠરાવ કર્યા છે તેટલા

નો અમલ કરશું તો અહીં ફરી ભેગા થવાનો અધિકાર આપણને મળશે, પ્રજાની પાસે નાણાંની માગણી કરવાનો અધિકાર મળશે. આપણે પોતે જ આપણે કરેલા ઠરાવો નથી પાળતા તો રાજા શેના પાળશે? રાજા ગમે તેમ કરે પણ આપણે તો આપણો ધર્મ પાળો એવી વૃત્તિ આપણામાં જોઇએ. એક જ દાખલો આપું. કાઠિયાવાડમાં એક દરબારે પોતાનો ગિરાસ છોડેલો ત્યારે તમને શૂર ચડયું હતું–'ગોપાળ ફાળો' કરવાનો વિચાર કરેલો. મેં 'ના' કહેલી અને સૂચવેલું કે તમારામાં કાંઇ કરવાની શકિત ન હોય તો ત્યાગ કરનારની આબરુને શા સાર બગાડો છો? દરબાર ગોપાળદાસનાઃ પાછળ કેટલા છે તે તમે આજે બતાવી રહ્યા છો. સારું કામ યત્કિંચિત્ પણ કરશો તો હજારો ભાષણના કરતાં તે સારુ ગણાશે. કાઠિયાવાડની પ્રજાને આજે તીખું તમતમતું જોઇએ છે, પણ તેને ખરી જરૂર અંતર્દષ્ટિની છે. મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે કાઠિયાવાડને એટલે આપણને બધાને તે અંતર્દષ્ટિની શકિત આપો.

## રાજા–પ્રજાનો સહવાસ

તમે, મહારાજા સાહેબે, તમામ પ્રજાએ મારા પ્રત્યે જે પ્રેમ બતાવ્યો તે માટે કયા શબ્દોમાં તમારો આભાર માનું? મારાથી મોરબીની તો કશી સેવા થઇ નથી, થશે કે નહિ તે જાણતો નથી. પણ પ્રજાએ અને ખુદ મહારાજાએ બધી સગવડ કરી આપી અને મારા પ્રત્યે અતિશય પ્રેમ અને લાગણી બતાવ્યાં તેથી મને થયું કે અહીં કામ કરવાનું કેવડું મોટું ક્ષેત્ર છે. પ્રજાનું બળ કેળવવું એ રાજાનું કામ છે. એકબીજાના સહવાસમાં આવ્યાથી અને સેવા કરવાની શકિતથી રાજા ઉપર અસર થશે. પણ

આજે તો રાજાથી આપણે ભાગીએ છીએ. રાજાની પાસે બધી વસ્તુની આશા રાખીને પોતે કશું કરતા નથી, એથી આપણે નથી રાજાની કે નથી પ્રજાની સેવા કરવાના.

## કૃત્રિમ વાતાવરણ

આજે તમારી પાસેથી ખૂબ તાળી પડાવવી હોય તો તેમ કરાવતા મને આવડે છે. એ કળા હું શીખેલો છું. ઊભો બળી જાય એવી કડવી ગાળો દેતાં પણ હું શીખેલો છું અને તમને દુઃખ થાય એટલું કડવું બોલી જાણું છું. પણ એ બધાથી હું તમને લાભ કરી શકું ખરો કે? આજે કામ કરવાના ધર્મ સિવાય બીજો ધર્મ નથી. આપણે કરેલા ઠરાવોમાં માનીએ છીએ કે નહિ? એની પાછળ ખોટા મત પણ હોવાનો સંભવ છે. કારણ અહીંનું વાતાવરણ કૃત્રિમ છે. ગાંધીજી પાસે ખાદી પહેરીને આવો, રાજા પાસે જુદો પોષાક, પોલિટિકલ એજંટ પાસે જુદો પોષાક અને ઘરમાં વળી ચોથો—આવા પ્રપંચો કરનારની આગળ બળવાનાં સ્વપ્નાં મૂકવાથી આપણે બળવો નથી કરવાના, બળી જવાના છીએ. આજે તમે ગાંધીજીના કાલના ભાષણ અને મણિલાલની પ્રેમભરી માગણીને વશ થઇને ઘણું કર્યું છે. હું તમને હવે પાછું સરવૈયું વાંચી સંભળાવવા માગતો નથી. એ કામ ગાંધીજીએ કાલે મારે માટે કરી દીધું. તમે મને તમારા જેવો જ સમજીને મારા વિચારો જાણો. હું મહાત્મા નથી. એમને તમે મહાત્મા કહો અને મોક્ષને પહોંચેલા માની એમની પાસે જ ઊભા રહો પણ હું તો તમારા જેટલો જ પાપી છું. મને ઘણા ગાંધીજીનો આંધળો ભક્ત કહે છે. હું ઇચ્છું છું કે મારામાં સાચે જ અંધભકત થવાની શક્તિ હોય, પણ તે નથી. હું તો સામાન્ય બુદ્ધિનો દાવો કરનારો છું, મારામાં સમજ-

શક્તિ પડેલી છે, મેં જગત પણ ઠીકઠીક જોયું છે, એટલે સમજ્યા વિના એક હાથની પોતડી પહેરીને ફરનારાની પાછળ ગાંડો થઇને ફરું એવો હું નથી. મારી પાસે ઘણાને ઠગીને ધનવાન થાઉં એવો ધંધો હતો પણ તે છોડયો, કારણ હું એ માણસ પાસે શીખ્યો કે ખેડૂતનું કલ્યાણ એ ધંધો કરીને ન થાય, એને માર્ગે જ થાય. એઓ હિંદુસ્તાનમાં આવેલા ત્યારથી જ હું એમની સાથે છું. અને આ ભવમાં તો એમની સાથેનો સંબંધ છૂટે એમ નથી. અને આમ છતાં મારા કામમાંથી એમને દૂર રાખું છું, કારણ આપણે આપણી શક્તિ ખોઇને બેઠેલા છીએ. હમેશાં એમના તરફ જોઇને બેસીએ તો આપણી શક્તિ આવવાની નથી. હમેશાં જ, દરેક સ્થાને એમની આશા રાખીએ તો આપણું કામ કેમ ચાલે? મ્હૈસૂરમાં એઓ માંદા હતા ત્યારે અનેક જણે એમને તાર કરેલો કે પ્રલયનિવારણ માટે આવો. એમણે મને તાર કર્યો હતો કે 'આવું?' મેં એમને લખેલું કે દશ વર્ષ થયાં તમે ગુજરાતને જે મંત્ર આપ્યો છે તે પચ્યો છે કે નહિ તે જોવું હોય તો આવશો નહિ. બારડોલીમાં પણ મારા જેલમાં પૂરાયા પછી જ એમને આવવાનું મેં કહેલું. આપણામાં તાલીમ અને વ્યવસ્થાની ખામી છે, સિપાઇગીરીની ખામી છે, આપણને હુકમ ઉઠાવવાની ટેવ નથી પડી. આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદને સ્વતંત્રતા માનીને બેઠા છીએ. હિંદુસ્તાનનું દુઃખ, કાઠિયાવાડનું દુઃખ આગેવાનના અભાવનું નથી; આગેવાનો અનેક થઇ પડયાનું છે, સિપાઇગીરીના અભાવનું છે. કાઠિયાવાડના નવયુવકોને ઇશ્વર એ શક્તિ આપો.

*

* *

# વ્યાખ્યાન ૨૧ મું

## ધર્મયુદ્ધનાં મંડાણ

[ તા. ૧૧ મી ફેબ્રુઆરી ને ગુરુવારને રોજ ભરૂચ ખાતે સરદાર વલ્લભભાઇએ આપેલું ભાષણ. આ ભાષણ અપાયા પછી તેઓ થોડા જ દિવસોમાં પકડાયા હતા એટલે એ ભાષણને આપણે તેમનો સંદેશો માન્યો છે. અને ખરેખર એમાં જાણે એમનો સંદેશો જ હોય એમ લાગે છે. ]

**ભાઈ ચંદુભાઇ, ભાઇઓ અને બહેનો,**

હું આ જિલ્લામાં અનાયાસે આવી પડેલો છું. જાહેર ભાષણો કરવાં મને અનુકૂળ નથી. હું તો સમજી ગયો છું કે માણસોનાં દિલ સુંદર વ્યાખ્યાનોથી હલાવી શકાતાં નથી, અને હલાવી શકાય તો પણ ક્ષણ માટે જ. જો કૈંક ભારે કામ આપણે કરવું હોય તો કરીને જ આપણે બતાવી શકીએ. હિંદુસ્તાનમાં અત્યારે શું ચાલી રહ્યું છે તેનાથી તમે સૌ વાકેફ હશો એમ માની લઉં છું. ન જાણતા હો તો મારે વાત કરવી નકામી છે. લાહોરની મહાસભાના પૂર્ણ સ્વરાજના ઠરાવથી વિલાયતનાં છાપાંમાં ખળભળાટ થઇ ગયો છે. પહેલાં એ છાપાં હિંદુસ્તાનની ખબરો છાપવા તૈયાર નહોતાં, પૈસા ખરચતાં પણ ન છાપે. તેણે આજે કોલમનાં કોલમ ખોલ્યાં છે. કેટલાંક છાપાં મહાસભાના પ્રમુખ ઉપર તેમજ મહાત્મા ગાંધીજી ઉપર સંદેશા મેળવવા પૈસા મોકલે છે. વિલાયતના કરોડપતિઓ,

મુત્સદ્દીઓ એક જ ધ્વનિ કાઢી રહ્યા છે કે હિંદુસ્તાનમાં જે ચળવળ ચાલે છે તેને કોઇ પણ ભોગે દાબી દેવી જોઇએ અને મહાત્માજીને કેદમાં પૂરવા જોઇએ. એ સિવાય બીજી વાત નથી.

હિંદુસ્તાનની આઝાદી વિરુદ્ધ આટલો બધો વિરોધ થતો હોય, આટલી બધી ભયંકર ચળવળ ચાલતી હોય અને હિંદુસ્તાનનો વતની તે ન જાણતો હોય તો મારે તેને કશું કહેવાનું નથી.

## ધર્મયુદ્ધ શરૂ થાય છે

એક જ વાત. જગતે નહિ જોયેલું એવું એક ધર્મયુદ્ધ હવે શરૂ થાય છે, અને તે એવા પ્રકારનું કે જેમાં એક તરફ બધી સાત્ત્વિક શક્તિનો સંગ્રહ, ધાર્મિક શક્તિનો સંગ્રહ, ધાર્મિક શસ્ત્રનો જ ઉપયોગ થવાનો છે; બીજી તરફ આસુરી શક્તિનો સંગ્રહ. જગતમાં રાવણના જમાનાથી આજ સુધી કદી નહોતી એવી રાક્ષસી સામગ્રીવાળી રાજસત્તા આસુરી શક્તિનો ઉપયોગ કરવાની ધમકી આપી રહી છે. આ બે સત્તાઓ વચ્ચે સંગ્રામ થવાનો છે. એ યુદ્ધમાં આપણે પોતે શું ફાળો આપીશું અને કોનો પક્ષ લઇશું તેનો નિર્ણય તમારે કરવાનો છે. જગતમાં કદી નહિ બનેલું એવું આ યુદ્ધ છે, અને તમારે સદ્‌ભાગ્યે તમારા આંગણે મંડાવાનું છે. તમને ખબર હશે અને ન હોય તો ખબર આપું છું કે આ દેશનો કે પરદેશનો ઇતિહાસ વાંચશો તો તેમાં ગુજરાતનું નામનિશાન નથી. તમારા છોકરાઓને પારકો ઇતિહાસ ભણવાનો હોય છે. બહુમાં બહુ તો તેમાં આટલું જ લખાયું હોય છે કે ગુજરાતીઓ એટલે વેપાર ખેડી ખાનારા દલાલો. એણે કદી સમશેર

ઝાલી નથી, એણે રણસંગ્રામ જોયા નથી, એણે તોપના ધડાકા સાંભળ્યા નથી, તડકો છાંયડો જોયો નથી. એવા ગુજરાતમાં આવું ધર્મયુદ્ધ મંડાય છે એ તમારું સદ્‌ભાગ્ય છે. એમાં શું હિસ્સો આપશો તેનો વિચાર તમારે પોતાને કરવાનો છે.

## વેપારીઓની સ્થિતિ

જે ગુજરાતમાં યુદ્ધ થયું નથી, જેણે પડકાર સાંભળ્યા નથી, જેની નસોમાં લોહી ઊછળતું નથી, જેના ચહેરા ઉપર તેજ નથી, આંખોમાં કેફ નથી એ શું કરવા આવું યુદ્ધ લઇ બેઠા હશે એમ કોઇ પૂછે પણ ખરો. તમે જવાબ આપશો? પણ તે તો જીભથી નહિ આપી શકાય. જવાબ આપવો હોય તો બારડોલીના ખેડૂતોની જેમ આપો. તેઓ તમારામાંના જ હતા. આખા ગુજરાતમાં નરમમાં નરમ એ પોચા ખેડૂતોએ વગર હથિયારે એકવાર તો આ સલ્તનતની મૂંડી નીચી કરાવી છે. આ ગુજરાતીઓ બીજીવાર ભયંકર યુદ્ધ ઉપાડે છે તે હિંદની ઇજ્જતને ખાતર. ગુજરાતને પોતાનો ઇતિહાસ વાંચવા મળે એ માટે. અને વડીલોએ પોતાનો હિસ્સો એ લડતમાં આપેલો એ જાણી ભવિષ્યની પ્રજાને ઊંચી ડોકે ફરવાનું થાય એ માટે આ લડતમાં ભળવામાં તમને મગરૂરી થવી જોઇએ. એટલી મગરૂરી થાય તે માટે તમે શું કરશો? તમારા આંગણે લડાઇ જાગશે. જાગવાને હવે વાર છે કે? દેશનું હિત ચાહે છે તે તો કલાકો ગણી રહ્યા છે. આજે, કાલે, બે દિવસે, ચાર દિવસે, મહિનાઓ પછી નહિ, ઘડીઓ ગણાય છે. તમે જાણો છો કે વેપારીઓના વેપાર ભાંગીને ભૂકો થઇ ગયા છે. ચાંદી ચોર ચોરી જાય તો તેની ફરિયાદ પણ થાય, પેટીમાં–પટારામાં પડી હોય તો સોના ભયા સાઠ, પણ

આની કિંમત ઓછી કેમ થઇ એ કોણ પૂછે છે? પણ આજે તો ચાંદી નથી, વેપાર નથી. જેનાં મોટાંમોટાં કારખાનાં હતાં, મોટીમોટી મિલો હતી તેનાં ગાત્ર ઢંડાં થઇ ગયાં છે. મુંબઇની મિલોના માલિકોના ચહેરા જુઓ તો ખબર પડે, આજે ભાંગે કે કાલે ભાંગે. ભરૂચમાં તો શું મૂડી હતી? એવું ધન હોય એમ કોઇ માનતું નથી. કારખાનાં નથી, વેપાર નથી, બંદર સામું કોઇ જોતું નથી.

## ખેડૂતોની સ્થિતિ

અને ભરૂચના ખેડૂતો શું કરે છે? ભરૂચના ખેડૂતોને તમે કોઇ વખત મળો છો? ગામડામાં કોઇવાર ફરો છો? તેમને પૂછો છો ખરા? પૂછો તો ખબર પડશે કે તેમની કેવી દશા છે?

ગુજરાતના ખેડૂતોની નાડ જેટલી હું જાણું છું એથી વધારે સારી રીતે કોઇ જાણતું નથી. ખેડૂતના હાથમાં જે હથિયાર છે એનો ઉપયોગ તેને આવડે તો તો દુનિયાની આ જબરજસ્ત સરકાર સામે આખર સુધી ઝૂઝવા તૈયાર થાય. એને રહ્યું છે શું? એને ખાવા ધાન નથી, રોટલો નથી. એ સ્થિતિ હોવા છતાં પણ એને બારણે બેસી સરકારનો દૂત જમના દૂત કરતાં પણ વધારે ત્રાસ આપે છે. ખેડૂત ભાંગી ગયો, વરસ ખરાબ આવતાં ગયાં. છતાં આ સરકાર યુક્તિઓ કરે, હૂંડીઆમણ કરે, બીજા અનેક પ્રપંચ કરે. સરકાર જે પ્રમાણે રાજ ચલાવે છે તે જોતાં સરકાર દેવાળું કાઢે તેવી સ્થિતિમાં છે. એના પોતાના શબ્દોમાં કહીએ તો તેની પાસે રાજ ચલાવવા પૈસો રહ્યો નથી.

## દાકતર–વકીલો નામોશી લેશે?

ત્યારે થોડાઘણા દાક્તરો વકીલોથી ચાલશે? કયાં

સુધી ચાલશે? કાર્યવાહક સમિતિનો ઠરાવ થયો છે કે લડાઇ શરૂ થવાની છે, અને થોડા વખતમાં લડાઇના મુખ્ય નાયકને સરકાર કેદ કરશે. સમિતિ માને છે કે હિંદુસ્તાનના આગેવાનોને પકડી લેશે. તે વખતે કમિટી ઉમેદ રાખે છે કે વકીલો નામોશી નહિ લે, આગેવાનો જેલમાં જશે તે વખતે લાંબી બીડી અને ઝભ્ભા પહેરી આંટા મારતા નહિ ફરે. કોર્ટો હવે થોડા દહાડાની છે, બહુ તો બે વરસ. સ્વરાજના દફતરે જમા ઉધાર બન્ને પાસાં છે. વકીલાત ન છોડનારાનાં કાયમને માટે ઉધાર પાસે નામ લખાવાનાં છે. હવે તમે કાયમની વકીલાત કરજો અને હિંદુસ્તાનની ગુલામીના કાં તો સાક્ષી રહેજો, અથવા તો વકીલાત છોડી રણયજ્ઞમાં ખપી જજો.

## જુવાનિયા ડિગ્રીની આશા રાખશે?

જુવાનિયા રાડો પાડતા હતા: 'બળવો જોઇએ છે,' 'ઇંડિપેન્ડન્સ જોઇએ છે.' તે રાડો સાચી કરી બતાવવાનો વખત હવે આવ્યો છે. હિંદુસ્તાનની મુક્તિ માટે આગેવાનો ઉપર બેડીઓ પડતી હશે તે વખતે સાયકલ ઉપર બેસી, ચોપડીઓ લઇ, કૉલેજોની ઇમારત તરફ તેઓ આંટા મારશે? 'લોંગ લીવ રેવોલ્યૂશન'ની બૂમો પાડતા હતા તે ડિગ્રીની આશા નહિ રાખતા હોય. યાદ રાખજો આ લડાઈ છેવટની છે.

## દેવાંનો ઇનકાર

આપણે નામે કરેલાં દેવાં ઊંધાં હોય તો તે આપવાનો આપણે ઇનકાર કરીએ છીએ—એવા મહાસભાના ઠરાવથી વાઇસરૉય ખળભળી ઊઠયા છે. પણ આપણે તો એમાં હિસાબ ઉપરાંત વધુ શું માગીએ છીએ? વિલાયતમાં

ખળભળાટ થઇ રહ્યો છે કે આ તો દેવું આપવા ના પાડે છે. જેમની પાસે બંદૂકડી નથી, તેમની જીભ આટલી લાંબી હશે એવી આશા એમણે રાખી નહિ હોય. પણ આ ઠરાવ કાંઈ નવો છે? ગયાની મહાસભામાં એ ઠરાવ કરેલો છે.

## રાજ કરવું એટલે?

બે જ રસ્તા છેઃ હિંદુસ્તાનમાં રાજ કરવું, નહિ તો છોડીને ચાલ્યા જવું. હું યે કહું છું કે રાજ કરવું. પણ આ રાજ છે? વેપારીઓના વેપાર ગયા, ખેડૂતો નિસ્તેજ થયા. બધી રૈયત તારાજ થઇ ગઇ, કોમકોમના વિખવાદ થયા, આનાં કરતાં તો અંધાધૂંધી સારી. આવું રાજ કરવું હોય તો હું કહું છું કે પધારો. પણ એ તો કહે છે, રાજ કરવું એટલે તલવાર ખખડાવવી. એ વસ્તુ છેવટની છે. હિંદુસ્તાનની પ્રજા એને સારુ એકવાર એને પેટ ભરીને મોકો આપે. ભલે એનાં હથિયાર છે તેટલાં અજમાવી જુએ. પણ એનો પ્રયોગ કરવા જતાં ખબર પડી જવાની છે કે તે કામમાં આવે એવાં છે કે નહિ. ગુજરાતનો તપસ્વી શીખવે છે એ હાડમાં ઊતર્યું હશે તો એનાં હથિયાર થોથાં થઇ જવાનાં છે.

## લડત માટે તૈયાર થાઓ

તમે નજરે જુઓ છો કે આપણે બધા નિઃશસ્ત્ર છીએ. આપણે રાક્ષસી સામગ્રીનો મુકાબલો કરવાનું કહેતા નથી છતાં આપણે એટલી જ તાકાત બતાવીએ કે આ સરકારને બસ સાથ નથી આપવો તો એનાં હથિયારનો ઉપયોગ કરવાનો વખત જ નથી આવવાનો. સરકાર પણ હવે સમજી તો ગઇ છે કે હથિયારનો ઉપયોગ કર્યે હવે વળવાનું નથી ને રાજ્યનો પલટો કર્યા વિના ચાલવાનું નથી. જો

તમે સરકારને સાથ ન આપો તો તેનાં હથિયાર જેમનાં તેમ ધર્યાં રહે એવી સ્થિતિ છે. આ સરકારને પાપે આપણે આટલે દરજ્જે પાયમાલ થયા છીએ, છતાં તેને શા માટે સાથ આપીએ? માટે હવે તૈયારી કરજો. તમે તૈયારી નહિ કરો તો તમારે ખાતર લડનારાઓને વધારે ભોગવવું પડશે. તમે નક્કી કરો કે સરકારને સાથ નથી જ આપવો તો લડનારાનું કામ સરળ થશે એમ મહાસભાની ઉમેદ છે. 'લોંગ લીવ'ની બૂમો પાડનારા સરકારના ગુલામીનાં કારખાનાંમાંના છોકરાઓ છે. તેઓ આજ સુધી અમને કહેતા હતા કે લડાઇ જાહેર કરો. હું તેમને કહું છું, અમે તો હવે લડવા નીકળીએ છીએ, તમે શું ધાર્યું? ભણ્યા કરશો? વકીલાત કરશો? વકીલાત ઘણીએ કરી, હજુ તો નવા પાસ થયા જ જાય છે. હમણાં જ વકીલોનું લાંબું લિસ્ટ બહાર પડયું. હવે રહેવા દો. વકીલો કૉલેજો એના જ ઉપર દેશે આશા નથી રાખી. એ તો સરકારને સાથ આપે છે. એ બે જો સરકારને સાથ ન આપે તો લડતમાં જોખમ ઓછું હશે. હવે આ લડતને સમજો. તમારે તેમાં કેટલો હિસ્સો આપવાનો છે તેનો વિચાર કરો.

આઠ દસ પંદર દિવસે કાયદાનો સવિનય ભંગ થવાનો છે, એવા પ્રકારે અને એવી વ્યક્તિઓ મારફતે કે જે અહિંસાત્મક હોય, જેનામાં ક્રોધ ન હોય, ઇર્ષા ન હોય, સાત્ત્વિકતા–શુદ્ધતાની શંકા ન હોય; એવો એક ધાર્મિક યજ્ઞ થયે એની શુદ્ધતાની ખાતરી થાય. શરૂ કરનાર અને એના સાથીઓ પકડાશે. એને પકડે તો તમો શું કરશો એ વિચારવાનું છે. ઇંગ્લંડનો એક મુત્સદ્દી હમણાં જ બોલી ઊઠયો કે ગાંધીને ૧૯૨૨ માં પકડયો ત્યારે હિંદુસ્તાનમાં કૂતરુંયે ભસ્યું નહોતું. એક રીતે આ વાત સાચી છે ને

જુદી ચે છે. બારડોલીની લડત શરૂ કરવાની હતી તે તેમણે બંધ રાખી. તલવાર મ્યાન કરી. જો બે ક્ષત્રિયો લડતા હોય તો એક તલવાર મ્યાન કરે તો બીજો ઘા ન કરે. ઘા કરનાર ક્ષત્રિય નહોતા, માયાવી રાક્ષસી લઢવૈયા હતા. તેમ છતાં ગાંધીએ તમામ કામ કરનારાને મનાઇહુકમ આપ્યો કે મારી પાછળ આવવાનું નથી, તમે ચળવળ ન ઉપાડશો. પરિણામે ખૂબ શાંતિ રહી. આનો અર્થ એમ કરવામાં આવ્યો કે એક કૂતરુંયે ન ભસ્યું. પણ જ્યારે તલવાર મ્યાન નહોતી કરી ત્યારે તો તેમના પણ હાંજા ગગડી ગયા હતા એ એમણે કબૂલ કર્યું હતું. વાઇસરૉયને ગમ નહોતી પડતી કે શું કરવું? મુંબાઇનો ગર્વનર બોલી ગયેલો કે સ્વરાજ્ય હાથવેંતમાં હતું.

મહાત્માજીએ પંદર વર્ષ સુધી તમને કાંઇ શીખવાડ્યું છે? ત્યાં રહી સાબરમતીને કાંઠે બેઠાંબેઠાં આટલું આપી દીધા પછી એને આજે નવું શું કહેવાનું હોય? હવે કહેવાનું કશું નથી. હવે તમારો હિસાબ નીકળશે. એ તો દુનિયાનો શ્રેષ્ઠ પુરુષ ગણાય છે. એના જોટાની બીજી વ્યક્તિ જીવતી જડતી નથી. જગત તમને હિસાબ પૂછશે કે તમે શું કર્યું? એણે તો કામ કરી દીધું છે અને કરશે. એના પછી એના સાથીઓ પકડાશે, ત્યારે તમારી ગુજરાતીઓની કસોટી થવાની છે. શું કરશો તે આટલાં વર્ષ તેની કેળવણી લીધા પછી હજુ યે તમારે જાણવાનું હોય કે?

ખેડૂતોને અને તમને કહું છું કે ઈશ્વરમાં શ્રદ્ધા છે? ખુદામાં તમે માનો છો? જન્મ્યા તે મરે છે તે જાણો છો? મરણમાંથી કોઇ છૂટવાના નથી. નામર્દના મોત કરતાં બહાદુર અને આબરૂદારના મરણે મરતાં શીખો. તોપોના

ધડાકા થાય, હવાઇ વિમાનોમાંથી બૉમ્બના ભડાકા થાય, અને ધાણી ફૂટે એમ માણસો મરતાં હોય ત્યારે ઇતિહાસને પાને નામ તો ચડે. આવો દિવસ આપણે ત્યાં ક્યારે આવે? ત્યારે આવે જ્યારે કોઇ પણ ગુજરાતી સરકારને સાથ ન આપે.

## હવા ઉપર કર ?

ખેડૂતને હું કહું છું કે મને શું પૂછો? તમારી પાસે ખાવાનું નથી, ધાન્ય નથી. ત્યારે આ દરિયાની માટીની મૂઠી ભરો એટલે -૦ પિયાનો દંડ ને ત્રણ મહિનાની સજા. આવી પાપી સરકાર દુનિયાના પડ ઉપર નથી. જે મીઠું બે આને મણ મળી શકે તેના ઉપર સવા રૂપિયો તો જકાત નાંખી છે! ઢોર પણ એ ન ચરે માટે પહેરા રાખ્યા છે. કુદરત પર પણ વેરો. ફક્ત હવા ઉપર વેરો બાકી રાખ્યો છે. શી રીતે લેવો એ સૂઝતું નથી તેથી જ. પીવાના પાણી ઉપર વેરો નાંખે એવી સરકાર નથી જોઇ. કૂવો ખોદે તો પાતાળના પાણીનો વેરો ચડી ચૂક્યો. પાળ કરીને પાણી રાખ્યું તો આભના પાણીનો કર. શ્વાસ લે તેના ઉપર કર લેવાનું માત્ર સરકારે બાકી રાખ્યું છે. તેમ કરે તે વખતે મને કોઇ પૂછે કે આપણે શું કરવું તો હું કહું કે શ્વાસ રૂંધી બેસી રહેવું. હવે તો વખત એ આવ્યો છે કે દેશની હવા જ એવી થશે કે આપણો ધર્મ આપોઆપ આપણને સૂઝવાનો છે.

ચંદુભાઇ પકડાય તો તમે શું કરશો? ચાંલ્લો કરી હાર પહેરાવશો? તો તમે જ પહેરોને. ઘણી તાલીઓ પાડી. હવે તો જાતે કાંઇક કરો.

## હિંદુ-મુસલમાનનું શું ?

સરકાર પૂછે છે કે તમે હિંદુમુસલમાનનું શું કરશો ?

મુસલમાન કોઇ તમે એવો દીઠો જે એમ કહે છે કે મીઠા ઉપરનો કર સરસ છે, એને કાયમ રાખો. હિંદુમુસલમાન બધા જ ગામોગામ કહે છે કે તમે કહો છો તે ખરું છે. આ જમીનોનાં મહેસૂલ જુલમી છે. મહેસૂલ અર્ધું થવું જોઇએ. કોઇ મુસલમાન લોકોને દારૂ પીવાનું નથી કહેતા. મોટા મોટા હોદ્દાવાળા લોકો લડાવવા મથે છે. બાકી ગામડાંમાં રહેતા મુસલમાનને તો કશું લડવાનું સૂઝતું નથી. જેમને સરકારના હોદ્દાઓ જોઇએ છે તેમને જ લડાવવાનું સૂઝે છે.

આપણામાંથી પણ કેટલાકને લાગે છે અને સરકાર પણ એમ કહે છે કે અમે જતા રહીએ તો પછી અફઘાન આવશે, પઠાણ આવશે, એક કુંવારી કન્યા પણ રહેવાની નથી. દોઢસો વર્ષ રાજ કર્યા પછી એણે આ સ્થિતિ આણી. તેનો ઇલાજ આપણે ન કરી શકીએ તો આપણે તેત્રીસ કરોડે આપઘાત કરવો જોઇએ.

પણ એવી વાતો સાંભળીને સહી લેવી તે જ ભયંકર અપમાન છે. એ સાંભળ્યા પછી તો ઊંઘ ન આવવી જોઇએ. તલવારથી, બંદૂકથી સરકારને પહોંચવાની વાત કરવી એ મૂર્ખામી છે. મુકાબલો કરવા માટે સારો રસ્તો એ છે કે જે કાયદાનો ભંગ મહાસભા ઠરાવે તે કાયદો તોડવો. ૬૦-૬૫ કરોડનું તો એને લશ્કર જોઇએ છે. પણ લશ્કરની જરૂર શી છે? જેને લાકડી રાખવાનો પણ હક નથી તેના ઉપર આટલો બધો ખરચ શો? આનો ઉપયોગ ન થાય એવું આપણે કરવું જોઇએ. સરકાર કહે છે કે અમે ન હોઇએ તો તમે હિંદમાં લડી મરશો. ભલે લડી મરીએ. પણ જેટલા રહેશે એટલા તો નિરાંતે રહેશે? કોમ વચ્ચેના ઝગડાથી કોઇની હસ્તી ગઇ નથી. થોડા હિંદુ

કે થોડા મુસલમાન કે બન્ને રહેશે. પણ પરદેશના બે લાખ માણસો આવી આ સ્થિતિ કરી મૂકે તે તો મટાડવું જ જોઇએ.

## ગુજરાતની આશા

તમારી સૌની પરીક્ષા નજદીક આવવાની છે. મહિનો પંદર દિવસમાં એ વખત આવશે. તમારે વિચારી લેવું કે શું કરવું? હું કહું છું કે ઘરડાઓ હોય તે વીલ કરજો, બધાને મરદાની બતાવવાનો વખત આવ્યો છે. તમારો ધર્મ સમજી લેજો. હિંદ પાસે લોકો આશા રાખશે તે કરતાં ગુજરાત પાસે વધારે આશા રાખશે. આજથી ગુજરાતને ભાન હોય કે મરવાનું તો એકવાર છે જ, એ ઇશ્વરની વાત છે, સરકારની નહિ, અને એ મિથ્યા નથી તો હસતે મોઢે કેમ ન મરવું? એ અવસર માટે સદ્‌ભાગ્ય માનજો. અને તૈયાર થઇ રહેજો.

જો ખેડૂત હો અને સાચા હો તો આ કસોટીનો વખત આવી પહોંચ્યો છે. જેણે તમારે માટે હાડકાં ગાળ્યાં છે એના ઉપર બેડી પડે તો શું કરવા અનાજ પકવો? એ પકવીપકવીને સરકારને શું કામ આપો? ખેડૂતો તો સાનમાં સમજી જવાના છે કે સરકારનો વ્યવહાર ન જ જોઇએ. પણ શહેરમાં વસનારા શું કરવાના છે? હિંદુસ્તાનને જકડી નાંખનારાં શહેરો જ છે, આ ગુલામીની બેડી શહેરોનાં પાપથી જ છે. તમે આગળ થશો તો ખેડૂત તમારી પડખે જ છે. હિંદ સ્વતંત્ર બને ત્યારે જોશો કે હિંદમાં એટલો રસ ભરેલો છે, એટલી રિદ્ધિસિદ્ધિ છે કે ભૂમિ ચૂસનાર જો બંધ થાય તો લીલાલહેર થઇ જાય. આ વાત ભણેલાઓ સમજે.

## તાકાતનો હિસાબ

જો જો, આપણે નીચું જોવા વખત ન આવે. ચંદુભાઇ જે સેવા કરી રહ્યા છે તેને એબ ન લાગે, એની સેવા સાચી નીવડે. હું તો હર્ષઘેલો થઇ ગયો છું કે હાં–મોંકો મળે છે. ગુજરાતમાં એવો પ્રસંગ નથી આવ્યો. અને બહેનોએ તોપના ધડાકા સાંભળ્યા નથી. જ્યારે તીડના ટોળાંની માફક ગોળીઓ છૂટતી હોય ત્યારે ગુજરાતીઓ હસતા હોય તો એને ખબર પડે કે તોપબંદૂક બધું તો નકામું ગયું. 'આ લોકો સાથે હથિયાર કામમાં નહિ આવે' એની સરકારને સમજણ પાડજો.

સાબરમતીના સંતનું કઇ સમજ્યા હો તો આ બધી વાત સહેલી છે. વિમાન ને વૈકુંઠનું તેડું આવ્યું હોય એમ સમજો. મરણનો ભય હોય તેમનું જીવ્યું નકામું છે. તેમને માટે આ પ્રસંગ નથી. બધા ગુજરાતીઓને હું અહીંથી સંભળાવવા માગું છું કે જેને મરણનો ભય લાગતો હોય તેમણે જાત્રાએ જવું, માલમિલકતની વ્યવસ્થા કરી ચાલ્યા જવું. જેની પાસે પૈસા હોય તે પરદેશ જાય. સાચા ગુજરાતી હો તો શરમ આવે એવું કામ ન કરજો. નીચી મૂંડીએ ન ફરજો. બારણાં બંધ કરી ભરાઇ ન બેસશો. થોડા જ દિવસ છે. વાંચતા હો કે ન વાંચતા હો રોજ ધમકીઓ આવ્યે જાય છે. હવે સીધુંસટ થવાનું છે અને સીધું કરવાની તાકાતનો હિસાબ ગુજરાતમાંથી કાઢવાનો છે.

## શાનો મોહ છે?

યાદ રાખજો કે આ ધન્ય ઘડીએ જન્મ થયો છે તે પૂર્વજના પુણ્યથી. આપણે કાંઇ ગુમાવવાનું નથી.

મોહ છે? શેના ઉપર મોહ રાખો છો તે હું જાણવા માગું છું. હવે એશઆરામમાં મહાલવાનું હોય નહિ. એક જ વસ્તુ તમારે વધાવી લેવી જોઇએ, અવસર મળ્યો છે તે વધાવી લો. અત્યારે તો દીવામાં પતંગિયાં પડે એમ પડવાનું હોય. ત્યારે જ લોકો જાણે કે પેલા સંતે પંદર વર્ષ એળે નથી ગાળ્યાં.

કેટલાક સજ્જન અમેરિકનો વિલાયતી સરકારને કહે છે કે આસુરી શકિતનો ઉપયોગ ન કરશો, એમ કરશો તો ખોટું કરશો. લડાઇઓથી આખું જગત કંટાળી ગયું છે, ગુંગળાઈ ગયું છે. દુઃખી જગતને હિંદુસ્તાન નવો માર્ગ બતાવે છે. એ અખતરો જોવાજેવો છે. કોઇ વખત નથી થયો એવો ખેલ આપણે કરી બતાવવો છે.

સરકારને હું કહું છું કે આ સંઘ ચલાવવો હોય તો રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ શું કામ બોલાવો છો? હિંદીઓનું હિંદ છે, અમારે સ્વતંત્રતા જોઇએ છીએ. અમારે ક્યાં વિલાયત પર રાજ્ય કરવું છે? અમારા દેશમાં અમે રાજ કરીએ તેમાં તમને તરખાટ શું કામ થાય છે? ડરામણ બતાવો છો શેની? તમે ૧૫૦ વર્ષ રાજ્ય કર્યું તો પાંચ વર્ષ અમારે ઈંગ્લાંડમાં રાજ કરવું છે એમ કહીએ તો તો ડરાવો. પણ એવું કોણ કહે છે?

અમારામાંના કેટલાક કહે છે કે આપણે લાયક ક્યાં છીએ? પણ પાણીમાં પડયા વિના તરતાં શીખવાના છો? એ ડૂબકાં ખાશો ત્યારે આવડશે. સરકાર બિવડાવે છે કે લશ્કરનું શું કરશો? એ જોઈ લઈશું–તમારા જેવા યુરોપમાંથી સસ્તા અમલદારો બહુ મળશે.

## અમે ટ્રસ્ટી છીએ!

સરકાર કહે છે કે અમે ટ્રસ્ટી છીએ. ટ્રસ્ટી શેના?

કોણ ચાંલ્લો કરવા ગયું હતું કે તમે અહીં આવો. આવી વાતો હવે નહિ ચાલે. હિંદુસ્તાનને ડરાવીને કહેવું કે તમે અમારી સાથે રહો તે હવે કોઇ માનવાનું નથી. તારો બધો બોજો અમારે માથે ને તું બંદૂકનો ઘોડો લઇ ફર્યા કરે! એને એવો સાથ કરવો છે. નાંખેને બધું કૂવામાં. ફોડી લે એનો દારૂગોળો ફૂટી જાય ત્યાં સુધી. છેવટનો ઉપાય એને અજમાવી લેવા દો. હું બારડોલીની સ્ત્રીઓને કહેતો હતો કે એની પાસે તોપ છે, બંદૂક છે, વિમાન છે. ત્યારે તે સ્ત્રીઓ એમ કહેતી કે દેખાડશે તો ખરાને? જોવું છે કે કેવું હોય! હવે જોવ વખત આવ્યો છે. એને ફોડી લેવા દો કે ભરમ ભાગી જાય. થોડા મરી જવા દો. પાંચ લાખ, પચાસ લાખ કે બે કરોડ મરી જાય તો પણ શું થવાનું છે? એટલી જમીન વધારે આવશે.

સરકાર રોજ કહે છે કે અમે તમને શાંતિ આપી. એ શાંતિ શું કરવાની? પેટમાં ઊંડળો વળે છે, ખાવા ધાન નથી, નસોમાં લોહી નથી, ડોળા તગતગે છે. હવે તો એ અને આપણે છેવટનો ઉપાય અજમાવી લઇએ.

ધન્ય ઘડી, ધન્ય દહાડો કે આવો પ્રસંગ આવ્યો છે. બહાદુરીની વાત કરતાં શીખો કે ઓલાદ સુધરે. છેવટનો અવસર આવ્યો છે. હવે ધૂળપાણીની વાતોમાં હાથ નાંખવો નથી. આપણી અને એની શક્તિનું માપ કાઢવું છે. એને મારતાં આવડે છે, આપણને મરતાં આવડે છે. એની પાસે બંદૂક છે, પણ ઇશ્વરની આજ્ઞા હશે તો જ ગોળી છૂટવાની છે; નહિ તો એનો સિપાઇ ચાડિયા જેવો ઊભો રહેવાનો છે. અને ઇશ્વરની ઇચ્છા હશે તો તમે ભોંયરામાં છૂપાશો ત્યાં યે આવીને ગોળી વાગશે.

મરણનો ભેટો કરવાની તૈયારી કરો; જેલમાં જવા માટે દરમાંથી કીડીઓ ઊભરાય એવી રીતે લોકો તૈયાર છે. ખેડાના ધારાળા બધા રોજ મીઠું બનાવી ચોરી કરતા અને જેલમાં જતા એ બધાને કહેવાનો છું કે મીઠું બનાવો. અને ઘરનું ખાવા કરતાં સરકારનું ખાઓ.

## મૂઠી હાડકાંનો માણસ

સાબરમતીમાં બેઠો બેઠો મૂઠી હાડકાંનો માણસ રેંટિયો ફેરવી સરકારને હલાવે છે એ એક કૌતુક છે. એણે તમારા પર મદાર બાંધેલા છે. તમે શું કરવાના છો? આજ સુધીનો ઉપદેશ ઝીલ્યો છે તેની કિંમત થવાની છે. તમને હર્ષ થવો જોઇએ. ભરૂચી ચેવડો ને ચાહમાં પડયા તો ડૂબી મરવું પડશે. તમારી વચ્ચે હરીફાઇ થવાની છે. બારડોલીવાળા કહે છે કે જો, આબરૂ પર હાથ ન નાંખશો. ખેડાવાળા મંડ્યા હતા તે કહેતા કે આ વખતે પણ અમે નહિ? એ બધાને હું પૂછું છું કે મરવા કેટલા તૈયાર છો? આપોઆપ રસ્તો જડશે. સૂર્ય ઊગે ને પ્રકાશ થાય તેમ આપોઆપ સમજ પડવાની છે. પકડાપકડી થવા દો. પછી દુનિયા જાણશે કે કૂતરું ભસે છે કે શું થાય છે.

ખુદાના બંદા હો તો પ્રાર્થના કરજો કે ઇજ્જત રાખે, આપણામાં દૃઢતા રાખે અને મરવાની શક્તિ આપે. એનું યે ભલું થજો કે એને એવી મતિ સૂઝી કે આ મોકો મળ્યો. પંદર વર્ષથી આપણે કેળવાયા છીએ તેની આ કસોટી છે.

ગુજરાતીઓ ઇતિહાસમાં સ્વતંત્રતાનું પહેલું પાનું લખે છે. ઇશ્વર તમને તાકાત આપે, ઇશ્વર તમારું કલ્યાણ કરો.

*

* *

# વ્યાખ્યાન ૨૨ મું

## લડતનો રણનાદ

[ બુધવાર તા. ૨૭ મી ફેબ્રુઆરીને રોજ સરદાર વલ્લભભાઇએ ભરૂચથી બાર માઈલને અંતરે આવેલા અમલેશ્વર ગામમાં ખેડૂતો અને ગરાસીઆઓ સમક્ષ આપેલું છેલ્લું ભાષણ. ]

**ભાઈ ચંદુભાઇ અને ભાઇઓ,**

હું ગુજરાતમાં અનેક જગ્યાએ ફર્યો છું, અનેક ખેડૂતોના સહવાસમાં આવ્યો છું. હું તમને જોઉં છું ત્યારે ખબર પડે છે કે આ એક અણુખેડાયેલા ક્ષેત્રમાં હું આવ્યો છું. તમને દેશમાં અત્યારે શું ચાલી રહ્યું છે તેની ખબર નથી. પોતાના ધર્મ વિષે જે અજાણ છે તેને હું શું કહું ? તમારામાં રાજકીય પ્રવૃત્તિનો પ્રવેશ પણ હું જોઇ શકતો નથી. પણ તેમાં તમારો દોષ નથી.

### ગુલામીનું ભાન

હું ખેડૂતને જાણું છું એવો મારો દાવો છે. ખેડૂતનું દુઃખ હું જાણું છું, એનો ઉપાય હું જાણું છું. દુઃખી માણસનું દરદ મટાડી શકાય, પણ તે ક્યારે મટાડી શકાય ? પોતે દુઃખી છે એવી પોતાને ખબર હોય તો. પણ તમને તો દુઃખનું ભાન નથી. એટલે એ મટાડવું મુશ્કેલ છે. તમને એ ખબર છે કે ગુલામી એ દુઃખ છે ? પારકાની ગુલામી કરવી એમાં લાંછન છે એની તમને ખબર છે ?

આપણે ગુલામી કરતા હોઇએ પણ આપણને જ્યારે ભાન થાય કે હું ગુલામ છું ત્યારે જ એ ગુલામી સાલે છે. આજે તો તેત્રીસ કરોડની વસ્તી ઉપર બે લાખ માણસ રાજ કરે છે. એ તો કહે છે કે અમે તલવારથી આ રાજ લીધું છે અને તલવારથી અમે રાખીશું. તલવારથી રાખશે કે નહિ એ તો જુદી વાત છે, પણ એટલું તો નક્કી છે કે એણે તલવારથી લીધું તો નથી જ. આપણે અંદર અંદર કુસંપ કરી એકબીજાનાં ગળાં કાપતા હતા, ટૂંકા સ્વાર્થમાં પડી ગયા હતા ત્યારે વેપાર કરવા આવેલી આ કોમ આપણા દેશનો કબજો લઇ માલિક થઇ પડી. આ રાજ કાંઇ તોપ કે બંદૂકથી ચાલતું નથી, પણ આપણા જ માણસોથી ચાલે છે. આંખ ઉઘાડી જુવો તો ખબર પડે. પણ તમે તો આંખ મીંચીને જ ફરો છો.

## માયાનું રાજ

કોઇ પરદેશી ભરૂચ જિલ્લામાં જોયો? રાજ્ય કરનાર અંગ્રેજ બચ્ચો શોધ્યો નહિ જડે. બધાય આપણાં જ માણસો છે. આ લખવા બેઠો છે તે કોણ છે? આપણો પોતાનો જ માણસ. એ ક્યાંથી આવ્યો? એ પેટને ખાતર અહીં બેઠો છે. એને લાગે કે આ ખોટું કામ છે તો પણ એનાથી એ છોડી શકાશે નહિ. પોતાનાં માણસોથી વિરુદ્ધ કરવું સારું ન લાગે અને એનું દરદ લાગે તો પણ ન છૂટે એવી એ નોકરી છે. ચપરાસીથી માંડી કલેકટર સુધી બધાય આપણાં માણસો છે. તમે જુઓ. તેત્રીસ કરોડ ઘેટાં હોય તેને સાચવવા કેટલા ભરવાડ જોઇએ? ભરૂચ જિલ્લાનાં બધાંય માણસો ઘેટાં હોય તો એને સાચવવા કેટલા ભરવાડ જોઇએ? પણ અહીં તો એકે અંગ્રેજ નથી.

ઘેટાંમાંથી ઘેટાં લાવી રાજ ચલાવે છે, એક પણ ભરવાડ નથી એ એનો જાદુ છે. આ રાજ પ્રપંચનું–માયાનું રાજ છે.

## લબાડીખાતું

દેશ કંગાલ થતો જાય છે, ખેડૂત પાયમાલ થતો ચાલ્યો છે, કરોડો રૂપિયા પરદેશ ખેંચાઇ જાય છે, છોકરાંને ખાવા રહેતું નથી. પટેલો માટે પણ રહેતું નથી. તમારામાંથી પટેલો બનાવે છે એમને શું મળે છે? ને છતાં એ એમનું રાજ ચલાવી આપે છે. પટેલને કપાસ વીણવા જેટલું મહેનતાણું પણ ન મળે. અને કામ શું કરવાનું? ગામની ચાડી ખાવાની, ગામની બધી વાતો સરકારને જાહેર કરવાની. એ લબાડીખાતું ગામની સેવા કરે છે એવું માનવાની ભૂલ કરશો નહિ. બારડોલીના પટેલોને મેં કહ્યું કે જાવને કહો સરકારને કે અમારું મહેસૂલ શેનું વધારે છે? પણ નહિ. એ તો બધાને એક અસ્ત્રે જ મૂંડવાનો. ખેડૂતનુંય વધે અને પટેલનું પણ વધે. મીઠાનો કર એનો પણ વધવાનો. કોઇને એ છોડવાનો નથી.

વખતે જમીન લઇ લેશે એનો તમને ડર છે. એ જમીન કોની છે? એ જમીન બીજાને આપે તો એનું હળ એમાં ફરે ખરું કે? તમારામાંથી કોઇની પણ જમીનમાં પારકાનું હળ ફરે તો એ તમારાં હાડકાં ઉપર જ ફરે છે તેમ માનજો. ગામમાં એક માણસ વાકેફગાર હોય તો એ આખા ગામને સમજાવે. તમે ઊંઘશો નહિ. એક દીવો હશે તો અંધારાનો નાશ કરશે. એક સાચો માણસ હોય તે ગામ સુધારે છે. તમામ ખેડૂતોના કલ્યાણ માટે એક જબરજસ્ત યુદ્ધ થવાનું છે અને તેની ખબર જગતને પડવાની છે. એ વાત ઢાંકી રહેવાની નથી.

## તમે શું કરશો ?

ધારો કે સરકારે ગાંધીજીને પકડયા. તમારા જિલ્લામાંથી ડૉ. ચંદુલાલ, શ્રી. છોટુભાઈ વગેરે કામ કરનારાઓને કેદ કર્યા. પછી તમો શું કરશો ? શું તમે કપાળે હાથ દઇને બેસી રહેશો ? અંદર અંદર કુસંપ ને ઝઘડા કરતા રહેશો ? જે વખતે દેશમાં ગુલામીમાંથી મુક્તિ મેળવવાનો મહાન પ્રયત્ન થાય છે તે વખતે જો તમે તમારા લડાઇ ટંટામાં જ પડયા રહેશો તો ઇતિહાસમાં તમારું નામ કાળા અક્ષરે લખાઇ જશે. ગુજરાતના ખેડૂતોને હું કહી રાખું છું કે તમારે કરવાનું તો મહાસભાનો હુકમ આવે ત્યારે છે, પણ તૈયાર થઇ રહેજો. એવો કોઇ હુકમ આવવાનો નથી કે જે તમારાથી ન ઊપડે. તમને લાઠી ઉઠાવવા કે બંદૂક પકડવા કોઇ કહેવાનું નથી. તમારી પાસે એટલું માગશે કે સરકાર સાથેનો તમામ વહેવાર બંધ કરો, સરકારને તમારા ગામમાંથી પટેલાઇ કરનાર કોઈ ન મળે; અમલદારો આવે તેમની પાછળ પાછળ ફરનાર, તેમની બધી ખટપટ કરનાર કોઇ ન મળે; સરકારી અમલદારનો આપણને આભડછેટ લાગવો જોઇએ. જે વખતે આપણા શિરછત્ર સમા આગેવાનોને કેદમાં પૂરવામાં આવે તે વખતે એ સરકારની નોકરી કરીને પેટ ભરવું એ કરતાં પેટ ફોડી નાંખવું જોઇએ. પણ નોકરીની ગુલામી કરનારાઓને શૂર નથી ચઢવાનું. તો ભલે તેઓ નોકરી કરે. આપણે તો તેમનાથી દૂર જ રહીએ.

આ લડત કંઇ અમુક એક કોમની નથી, એ તો સૌની અને સૌના કલ્યાણની છે. લડાઈ જબરજસ્ત થવાની છે. તમારા જેવા ખુણામાં પડેલાઓને પણ જ્યારે ગાંધીજી પકડાશે, તમારે ત્યાંના ડૉ. ચંદુલાલ પકડાશે, ત્યારે ખબર

પડ્યા ાવના રહેવાની નથી. દેશની હવા એવી થઈ જશે કે આપણે દરેક પોતપોતાના ધર્મ પાળતા થઇ જઇશું.

તમારી અંદર ઝઘડાઓ હોય તેને હમણાં બંધ કરી દો. બારડોલીમાં યે કંઇ ઝઘડા નહોતા? પણ તેમને સમજણ પડી ગઇ કે હમણાં એક નાવમાં બેઠા છીએ, તેથી નાવનું ગાબડું બધાએ મળીને પૂરવું જોઇએ. નહિ તો બધા જ સાથે ડૂબી મરીશું.

## ક્ષત્રિયોના વંશજો

તમે હજુ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં જાણકાર નથી તેથી તમને વધુ નથી કહેતો. આજે બારડોલીના ખેડૂતો મારી સામે હોય તો તેમને આટલું જ ન કહું. તેમને તો કહું, બોલો, તોપ જોવી છે? બૉમ્બ જોવા છે? આકાશમાંથી ગોળા પડતા હોય ને છોકરાં ધાણીની પેઠે ફૂટીને મરતાં હોય એ બધું જોવું છે? ત્યાંની બાઇઓ કહે છે કે હા એ બધું બતાવો; પારકા માટે હસતે મોઢે મરવું એ કરતાં રૂડું શું? પગ ઘસીને મરવા કરવા બળિયા સાથે બાથ ભીડી મરવું એ બહાદુરોનું–ક્ષત્રિયોનું કામ છે. ક્ષત્રિય કાંઇ જન્મથી થોડા થાય છે? એ તો કરમથી થાય. ગરાશિયા કદી મોતથી ડરે? જે વડવાઓએ ગરાસ મેળવ્યા હશે તે તો બહાદુર હશે; એમને જો ખબર હોત કે અમારી પાછળ એવા વંશજો પાકશે કે જેઓ પડછાયાથી પણ ભડકશે, તો તેઓ લખત કરી જાત કે એવા કાયર છોકરા અમારા કુળમાં પાકે ત્યારે બહાદુરોના આ ગરાસ તેમને ન મળે, પણ બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કરી દેવામાં આવે. ક્ષત્રિય કોમના માણસોને હું શું કહું? તમારી આંખમાં તેજ હોવું જોઇએ. બારડોલીના કણબીઓ ઢીલા દેખાતા

હતા, તેમને મેં બતાવ્યું હતું કે ખરો કણબી બચ્ચો ચાલે ત્યારે તો ધરતી ધ્રૂજવી જોઇએ.

બારડોલીના ખેડૂતોને આજે કલેક્ટર કે કમિશનર ડરાવવા જાય તો યે ડરશે નહિ અને હિંમતથી જવાબ આપશે. ખેડૂતનો બચ્ચો જેને તેને નીચો નમી સલામ કરતો હશે? શું આપણે કોઇના નોકર છીએ? તમારામાંના ઘણા પાંચપાંચસો વીંઘાના ધણી છો. મામલતદાર જેવા તો તમારે ઘેર બળદ હાંકનારા રાખી શકો છો. તમને તમારા માન અને ઇજ્જતનું ભાન ગયું છે તે હું પાછું લાવવા માગું છું.

## સાચો પટેલ કોણ?

પટેલ કોણ? જેને ગામ પસંદ કરે તે પટેલ થાય. પટેલથી તે સરકારની પાંચ રૂપિયાના પગારની નોકરી કરાતી હશે? એ કરતાં આબરૂભરી મજૂરી કરો તો યે રોજના છ આઠ આના મળે. ગામના પટેલનું કામ તે સરકારી નોકરની ખીદમત કરવાનું ને એને ખવડાવવાનું કદી હોતું હશે? મામલતદારનો ઉતારો તો ચોરે જ હોય. પૈસા ખરચી ખરચી આપણને બધું મળે છે. તેમ એને યે બજારમાંથી જે જોઇએ તે મળી શકે છે. પણ આપણે ખુશામતનો ઊંધો રસ્તો લીધો છે. સાચા પટેલો તો તકીએ બેસે ને મામલતદાર તેની સામો બેસે. ગામનું કામ પટેલ કહે તેમ થાય. પાકની આની પટેલ આઠ આની લખાવે ને મામલતદારને બાર આની લાગે તો યે પટેલનો જ સીક્કો ચાલે. તેને બદલે આજ તો તમે હારતોરા લઇ એની પાછળ ફરો છો, હાડકાના ટુકડા ઉપર પડાપડી કરો છો. બારડોલીના ખેડૂતો એ મોહ તરી ગયા છે તેથી આજે ત્યાંના પટેલને કોઇ દબાવવા જાય છે તો ફટ રાજીનામું લખી આપે છે.

## પટેલ જાય તો સરકારનું રાજ્ય જાય

કોઇ પૂછે છે પટેલ જાય તેથી કંઇ સરકારનું રાજ થોડું જાય? હા, સાચા પટેલો જાય તો રાજ્ય જરૂર જાય. ગુજરાતમાં એકે દિવસે તમામ પટેલોનાં રાજીનામાં પડવાં જોઇએ. ખેડૂતો આંધળા થયા તેથી શેઠ મટી નોકર બન્યા ને નોકર શેઠ બની ગયા. તમારા પૈસા ઉઘરાવવા ચાકર રાખ્યા તે જ આજે અમલદાર બની બેઠા! કોનો કેટલો દરજ્જો તે પણ ખેડૂતો જાણતા નથી. તલાટી ને સરકલ જેવાને પણ તલાટીસાહેબ ને સરકલસાહેબ કહો છો. ફોજદાર આવ્યો તો એને પણ ફોજદારસાહેબ કહો છો. એ સાહેબ તે કયાંના આવ્યા? એમનાં માબાપ કોઇ ગોરા સાહેબો થોડા જ છે? એમને સાહેબ કહો એ તો એમને ગાળ છે, પણ ખેડૂતો સાહેબ કહે ત્યારે એ લોકો પહોળા થાય છે, અને પોતે જાણે ખરેખર સાહેબજાદા હોય એમ માને છે. ખેડૂતોએ આવી દીનતા ભૂલવી જોઇએ. સાહેબ તો એક ખુદા પાક પરવરદીગાર છે. પોતાના ચાકરોને સાહેબ કહીએ તો એ ફાટી જાય.

ખેડૂતને સાચું ભાન થશે ત્યારે બધું દુઃખ જશે. હવે પંદર દિવસમાં મહાન યુદ્ધ થવાનું છે. ગમે તેટલો જુલમ વરસાવે તોપણ એ ચલાવવાની દેશના આગેવાનોએ તૈયારી કરી છે. એમાં હિસ્સો આપવાનું ગુજરાતના ખેડૂતોને અને તમને ધન્યભાગ્ય મળો. ઇશ્વર તમને બુદ્ધિ આપે, ખુદા તમને તાકાત આપે. પ્રભુ તમારું કલ્યાણ કરે.



# ગાંધી મણિમહોત્સવાંક

**ગાંધીજીનાં જીવન તથા કાર્ય પર પ્રકાશ નાંખતો ગૂજરાતના વિચારકો, વિદ્વાનો, કાર્યકર્તાઓ વગેરેના સહકારથી તૈયાર થયેલો અદ્વિતીય ગ્રન્થ.**

કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, પં. સુખલાલજી, ડૉ. સુમન્ત મહેતા, વિનાયક નંદશંકર મહેતા, પ્રો. કેશવલાલ કામદાર, ગગનવિહારી મહેતા, ન્હાનાલાલ ચ. મહેતા ( આઇ. સી. એસ. ), ગણેશ વાસુદેવ માવલંકર વગેરે વગેરે પાંત્રીસ
:: લેખકોના અભ્યાસપૂર્ણ વિચારશીલ લેખો છે. ::

**તે ઉપરાંત**

(૧) સિન્ધુને આરે; ( ૨ ) આશ્રમમાં, વિદ્યાપીઠમાં, આશ્રમમાં બાળકો સાથે ફરતા, ટાગોર ગાંધીજી અને એન્ડ્રુઝ; (૩) જુહુમાં; (૪) કનુ દેસાઈ કૃત રેખાચિત્ર; (૫) 'યંગ ઇંડિયા'ના તંત્રીપદે; (૬) દાર્જીલિંગમાં, ગાંધીજી અને દેવીદાસ, પૂજ્ય કસ્તુરબા, ઓપરેશન પછીઃ છ સુંદર ચિત્રો છે જેમાં ગાંધીજીના જુદા જુદા પ્રસંગોના હુબહુ ફોટાઓ છે.

**જેમની જેમની પાસે ગાંધીજી કૃત આત્મકથા હોય તેમણે આ ગ્રન્થ ખરીદવો જ જોઈએ.**

મોટા કદનાં પૃ. ૧૬૪ — એન્ટીક કાગળ
સાત સુંદર ચિત્રો — સચિત્ર પાકું પૂઠું

કિં. ૧-૪-૦

**પ્રસ્થાન કાર્યાલય :: અમદાવાદ**

# સરસ્વતી પુસ્તક ભંડાર

[ રૂપિયો એક પ્રાવેશિક ફી ભરી કાયમી ગ્રાહક થનારને ગમે તેટલી રકમના ઓર્ડર ઉપર પણ ઠરાવેલું કમિશન મળે છે. ]

શિષ્ટ સાહિત્યનું કોઈ પણ પુસ્તક જોઇએ ત્યારે

*

ગુજરાતના કોઇ પણ માસિક યા અઠવાડિકના
ગ્રાહક થવું હોય કે લવાજમ ભરવું હોય ત્યારે

અમને જ યાદ કરશો.

**ખર્ચના માટે બચાવ**

જુદા જુદા વખતે રૂપિયો–બે રૂપિયાના ઓર્ડર આપી પુસ્તકો વી. પી. થી મંગાવતાં ખર્ચ વધુ આવે છે, તેથી અમોએ **ભંડાર–ગ્રાહક–અનામત–ખાતાની** યોજના શરૂ કરી છે. હરકોઇ ગ્રાહક પોતાને ખાતે દશ–વીસ રૂપિયા અનામત જમા રાખે અને જોઈએ ત્યારે પુસ્તકો મંગાવે. આથી વી.પી.મ.ઓ. ખર્ચ બચશે.

**ઓર્ડરના દરેક બીલ સાથે બાકી કેટલી રકમ અનામત જમા રહે છે તે લખી જણાવાશે.**

**સરસ્વતી પુસ્તક ભંડાર** પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ

# દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળા

[ ગુજરાતના ગરીબ વર્ગોમાં એક પૈસાથી માંડી બે આનામાં સારું અને પ્રાણદાયી સાહિત્ય સસ્તી કિંમતે પહોંચાડવા માટે શરૂ થયેલી પહેલી જ માળા ]

## બહાર પડેલા પુસ્તકો

પુ૦ ૧ **વીરની હાકલ :** સરદાર વલ્લભભાઇનાં ભાષણોનો સંગ્રહ. પૃ. સંખ્યા ૨૨૫, ૨૬ હલકા કાગળ, કનુ દેશાઇ કૃત સુંદર મુખચિત્ર. કિં. ૦–૬–૦.

પુ૦ ૨ **ધર્મયુદ્ધનું રહસ્ય :** મહાસભામાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર થયા પછી સત્યાગ્રહ યુદ્ધનું રહસ્ય જણાવતાં જનતાને ઉદ્દેશી પૂ. ગાંધીજીએ લખેલા લેખો તથા આપેલાં ભાષણોનો સંગ્રહ. ગ્લેઝડ કાગળ, પૃ. ૮૦. કિં. ૦–૨–૦ ( ટ. ખ. અર્ધો આનો )

પુ૦ ૩ **તપસ્વીનાં તાતાં તીર :** પૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર થયા પછી સરકારની નીતિ ઉઘાડી પાડતા પૂ. ગાંધીજીએ લખેલા લેખોનો સંગ્રહ, જેમાં ' હિંદી ટીકાકારો પ્રત્યે ' ' વાઇસરૉય ઉપરનો પત્ર ' અગિયાર શરતો વગેરે નવ લેખો છે. ગ્લેઝડ કાગળ પૃ. ૬૪ કિં. ૦–૧–૬ ( ટ. ખ. અર્ધો આનો )

## તૈયાર થાય છે

સ્વરાજ શા માટે ? ખાદી શા માટે ? દેશદર્શન
અંગ્રેજી રાજ્યની શાન્તિ ! વીસમી સદીના બકાસુરો
ચરખો–અનાથનો બેલી મદિરાસુરનો ત્રાસ વગેરે વગેરે

**આમાંની ઘણીખરી પુસ્તિકાઓ સચિત્ર થશે.**

**પ્રસ્થાન કાર્યાલય : : અમદાવાદ**

# સરસ્વતી ગ્રન્થમાળા માટેના

## અભિપ્રાયો

ગૂજરાતમાં આજસુધીમાં આરંભાયેલી અને અસ્તિત્વ ધરાવતી તમામ ગ્રન્થમાળાઓમાં સાહિત્યના પ્રકાર અને સસ્તાપણામાં કદાચ આ માળા સૌને પાછળ મૂકી દે છે. ...ઇચ્છીએ કે ગૂજરાત આ નવીન ગ્રન્થમાળાનો પૂરેપૂરો લાભ ઉઠાવશે.

**સૌરાષ્ટ્ર**

*

ગૂજરાતમાં સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું; ત્યારપછી નવજીવન પ્રકાશન મંદિર તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું; અને હવે પ્રસ્થાન કાર્યાલય તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવે છે તે જોઇ ક્યા સાહિત્યપ્રેમીને આનંદ નહિ થાય ?

**નૂતન ગુજરાત**

*

સરસ્વતી ગ્રન્થમાળા ધગધગતી રાષ્ટ્રીય ભાવના, સ્વાર્પણનાં ઉત્સાહ અને દેશાભિમાનનાં ઓજસ પ્રગટાવતું સાહિત્ય ગુજરાતીમાં પ્રસરાવવાના ક્રમમાં સુંદર સેવા કરતી રહી છે.

**બ્રહ્મદેશ**

# સરસ્વતી ગ્રન્થમાળા

## યોજના

ગુજરાતમાં જે જાગૃતિ આવી છે તેને પોષે, દૃઢાવે અને વધારે; દેશાભિમાન મજબૂત થાય; તેમજ રાષ્ટ્રનિર્માણ કરવામાં ખેડતા સદ્ગુણો ખીલે તે માટે જુદાજુદા દેશોમાં થએલી ક્રાન્તિઓના ઇતિહાસ, ક્રાન્તિકારક મહાન પુરુષોનાં જીવનચરિત્રો, ઐતિહાસિક વાર્તાઓ; તેમજ ખેડૂતો, મજૂરો, કારીગરો અને સ્ત્રીઓ કે જેઓ આજના જીવનમાં કચરાઇ રહેલ છે તેમનાં જીવનમાં નવું જીવન પ્રગટે એવું સાહિત્ય આ ગ્રન્થમાળા દ્વારા આપવામાં આવે છે.



વાર્ષિક પૃષ્ઠસંખ્યા લગભગ ૬૦૦
લવાજમઃ હિંદમાં રૂ. ૨ઃ
પરદેશના રૂ. ૩



જાતિને જાગૃત કરનારું સાહિત્ય દેશના યુવકો ઉપર બૉંબની પેઠે ફેંકયા જવું. આંખ અને બહેરાના કાન ઉઘાડી નાંખવા એ આ ગ્રન્થમાળાનું વ્રત છે.

નરસિંહભાઈ પટેલ

## પહેલા વર્ષનાં પુસ્તકો

વીર વલ્લભભાઈ ૦–૨–૬
રાણજીની વાતો ૦–૩–૦
અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ ૦–૪–૦
જાતકકથા સંગ્રહ ૦–૩–૦
ક્રાન્તિ ૦–૬–૦
ક્રાન્તિકારી રૂસ ૦–૩–૦
"૧૮૫૭" [બળવાની બીજી બાજુ] ૦–૨–૬
પરદેશીનો મુક્તિયજ્ઞ ૦–૬–૦
ગરીબની દાઝ ૦–૩–૦

(ટપાલખર્ચ જુદું)



થોડા જ સેટો બાકી છે.
આખો સેટ લેનારને
રૂપિયા બેમાં મળશે.

પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ

પૂંઠું છાપનાર : કુમાર પ્રિન્ટરી : અમદાવાદ